જય જય શ્રીગોકુલેશ

# શ્રી દંડાકાર દિવાકર



નિત્યે જે નિજસેવ્ય ને ગુરૂતણા એક્કા બનેલા રહે,
શોભે જે'મનુ ભવ્ય ભાલ તિલકે ઊભા દ્વિરેખે, ખરે;
તેવા વૈષ્ણુવ–વૃન્દને વિનયથી શ્રીગોકુલેશ સ્મરી,
આરંભે અભિવન્દિયે હૃદયમાં સત્સંગના લોભથી. ૧

સુન્દર દ્વિરેખ–દંડાકાર તિલક ધારણુ કરનાર પ્રભુ–શ્રી કૃષ્ણુની અને ગુરૂવર્ય શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુંસાઈજીની અને શ્રીગોકુલનાથજીની અમે સ્તુતિ કરીએ છીએ. ૨.

શ્રી વૈકુંઠરાય અને જયાદેવી નામનાં માતાપિતાના બન્ને ચરણુકમળને પ્રણુામ કરીને તે આ 'દંડાકાર દિવાકર' (નામનો નિબન્ધ) આરંભ કરાય છે. ૩

ઊભું તિલક કરવામાં 'કપાળમાં દંડાકાર તિલક થાય' અને તે દંડાકાર તિલક પણુ બે રેખાવાળું છૂટું જ કરવું એવું અપૂર્વ શું કહેવાય છે. જગદ્‌ગુરૂ શ્રી વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલા શુદ્ધાદ્વૈત–પુષ્ટિમાર્ગને અનુસરનારા બધાય વૈષ્ણુવો ઉપલક્ષણુ–ન્યાયથી તે દંડાકારને ચરણુાકારજ કરે છે. 'તિલક એ જ્ઞાપક છે' એ નિબંધની કારિકાના પ્રકાશમાં જો કે તે ( दण्डाकारं ललाटेस्यात् ) લખેલું છે, તો પણુ તે દંડાકાર તિલકના સ્વરૂપને પ્રતિપાદન કરનારા સદ્‌ગ્રન્થો સમ્પ્રદાયમાં

છે જ, જે'માં વિવેચન કરીને ત્હેના તાત્પર્યનો નિર્ણય તે તે ગ્રન્થકાર–મહાનુભાવોએ કર્યો છે; શ્રીમહાપ્રભુજીની આજ્ઞા માનનારા પુષ્ટિમાર્ગીઓએ તેજ નિર્ણય મહાજન–ન્યાય (મ્હોટા પુરૂષો જ્યહાં થઇને જાય તે રસ્તો) વડે સ્વીકારવો જોઇએ. એક બાબતમાં વિપરીત મત અન્યાય યુક્ત હોવાથી.

ઠીક. પરન્તુ જૂદી રીતે શરણમાર્ગના ઉપદેશક શ્રીવલ્લભાચાર્યજીનાં તિલક વિગેરે બાહ્ય ચિહ્ન પણ ભિન્ન લક્ષણને સ્હમજાવનાર જૂદા રૂપનાં પ્રકાશક હોવાને લઈને પૂર્વે ન થયેલા કોઇ જૂદાના જ સામર્થ્યને સ્હમજાવે છે, અન્ય માર્ગથી વિશેષ પ્રકારવાળાં હોવાથી, દ્વિરેખપણું તો દંડાકારના આકારને ઓળખાવનાર થઇને મૂળથી બન્ને ચરણને ફક્ત જૂદા બતાવવામાં જ પૂર્ણ થાય છે એમ, વિદ્વાન પુરૂષોએ ચરણને દંડની ઉપમા આપી છે, જ્હેમ કે–'નક્ષત્રના ચક્રનો અક્ષદંડ–ત્રિભુવનના વિજયનો સ્તમ્ભદંડ એવો ચરણદંડ,' એમ કવિના પ્રયોગથી, ચરણાકાર કરવા વડે કે દંડાકાર કરવા વડે કોઇ કાંઈ અન્યમાર્ગીય થતા નથી, બન્નેનું લક્ષ્ય એક શરણમાર્ગ હોવાથી, બધાં જળને ફક્ત સમુદ્રમાં પ્રવેશ એજ સાધ્યની પેઠે, પ્રભુના મુખાગ્નિરૂપ શ્રીમહાપ્રભુજીનો આ વૈભવ અગ્નિ–ન્યાયથી યુક્ત થઇને બાળનાર હોવા છતાં પચવનાર અને બાળનાર તથા પચવનાર હોવા છતાં આમાં અને તેમાં વળી પ્રકાશક જેવો છે, ( અર્થાત્ દંડાકાર કહેવાથી એક ચરણાકારકરણ અને બે ચરણાકારકરણ–દ્વિરેખ દંડાકારને સ્હમજાવીને બન્નેમાં એતન્માર્ગીયત્વને સૂચવે છે.) મહાપુરૂષોએ પ્રથમથીજ આ દંડાકારનો આચાર દ્વિરેખના આકારને પમાડેલો હોવાથી તે પ્રમાણે જ કરાય છે, 'બીજાના સમ્બન્ધનો ગન્ધ–લેશ પણ કન્ધરા–ઓચીને

પીડે છેજ—ભારે લાગે છે,' એમ શ્રી ગુસાંઇજીના વચનામૃતને આધીન થયેલાઓની પ્રવૃત્તિ, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી અને શ્રીગોકુલ નાથજીએ નહિ કહેલાના આચરણમાં કે ઉપલક્ષણથી ઉપલક્ષિતને કરવામાં થતી નથી. 'કપાળમાં દંડાકાર તિલક થાય' એમ શ્રી મહાપ્રજીની આજ્ઞા છે. એ આજ્ઞાને સ્હમજાવવા 'બન્ને ભવાંનાં મધ્યથી કેશ પર્ય્યંત સરખી બે રેખાના સ્વરૂપ વાળું તિલક કરીને' એમ શ્રી ગુસાંઈજીની શ્રીકૃષ્ણ પ્રેમામૃતમાં વ્યાખ્યા છે અને શ્રીગોકુલ નાથજીનો દ્વિરેખ સ્વરૂપવાળો દંડાકારનો વ્યવહાર છે, એ કારણથી તે પ્રમાણે જ—દ્વિરેખ કરીનેજ દંડાકારનો વ્યવહાર કરવો, તેજ આચરવું તે આ ધોરી—રસ્તો—પબ્લીક રોડ છે; જેઓ ચરણાકાર કરતા હોય અથવા દ્વિરેખ-દંડાકાર કરતા હોય તે તે પ્રમાણે જાણીનેજ કરો. એક બાબતમાં વિપરીત મત હોય નહિ, કારણ કે દેખાતો અર્થ જહેમાં મુખ્ય છે એવો નજરે દેખાતો ઘડો હજારો પ્રમાણો વડે પણ કપડું થવાને યોગ્ય નથી—થતો નથી એ પ્રમાણે.

એ હોય, તો પણ દ્વિરેખ દંડાકાર કરવામાં નીચેથી પોંછવાથી છિન્નમૂલતા—છેકેલા મૂળ વાળાપણું દેખાય છે, અને તે ગોળ, આડું, માગ વિનાનું વિગેરે પદ્મપુરાણમાં કહેલા નિષેધ વચન વડે જે અઢાર પ્રકારના નિષેધો છે તે પૈકી તે પણ એક નિષેધ હોવાથી દોષરૂપ-નિન્દિત દેખાતાં ચન્દ્રમાં કલંકની પેઠે જોનારાઓને અત્યંત અપ્રીતિ ઉપજાવે છે, વળી 'મૂળમાં સિંહાસન કરવું.' એમ બીજા પુરાણમાં કહેલા વિધિની પણ વ્યર્થતા દેખાય છે, એ કારણથી તેમ

કરવું નિન્દત હોવાથી તેમ કરવું મૂકીને–બે રેખા કરવી છોડીને નીચે આડી રેખા કે અર્ધચન્દ્રાકાર રેખા કરવી, જ્હેને લઇને કર્તવ્યની યોગ્યતાથી એક અર્થવાળું થતાં–દ્વિરેખ–હંડાકાર પણ બાંધ્યું તાં અનર્થકતા ન આવે, આડી વિગેરે રેખા કરવાથી વિધિ વિધાન પણ સિદ્ધ થતાં દ્વિરેખ હંડાકારપણું કાયમ રહે, દોષ દૂર થતાં કોઇને અણુગમો ન થાય, તે કારણથી તેવા તિલકને જ ‘ કપાળમાં હંડાકાર તિલક કરવું ’ એ વાક્યનો અર્થ માનીને યોગ્ય હોવાથી બાંધેલા મૂળવાળુંજ હંડાકાર તિલક કરવું એમ માનો તો—

એમ ન મનાય, છિન્ન મૂલતા દોષનો પરિહાર ત્રણ પ્રકારે છે. ત્હેમાં કેટલાએક કહે છે કે–‘ શ્યામતિલક શાન્તિ કારક, લાલ તિલક વશ કરનાર, પીળું લક્ષ્મી કરનાર અને ધોળું તિલક મોક્ષ કરનાર શુભ છે. ’ આ શ્લોકની પછી તે પ્રકારનાં નિન્દાવાક્યો ગણેલાં હોવાથી પદ્મપુરાણમાં જ આ છિન્નમૂલતા દોષનો વિષય ગોપીચન્દન વિગેરેથી કરાતાં તેવાં સકામ શ્વેતાદિ તિલકો છે, ત્હેમની પછી કહેલાં હોવાથી, જો અવશ્ય કરવાના હંડાકાર તિલકમાં આ વચનો નિષેધ કરતાં હોય તો હંડાકારનું પ્રતિપાદન કર્યા પછી લાગલાં જ એ વચનો હોવાં જોઇએ, અને વળી તે પુરાણમાં જ ‘સીધું, સુન્દર સારાં પડખાંવાળું, અત્યન્ત મનોહર શોભા-યુક્ત હંડાકાર તિલક કરવું અને વચમાં માગ રાખવો’ એમ કહ્યું છે, તો એ શ્લોકમાં કહેલો વચમાં માગ રાખવાની શ્રેષ્ઠ કલ્પનાનો વિધિ (બાંધ્યું તિલક કરતાં) વ્યર્થ થાય, આગળ માગ વિનાનાં વિગેરેને દૂષિત ગણાવ્યાં હોવાથી,

બીજાં પુરાણોમાં પણ દંડાકાર તિલકના નિરૂપણ પછી તે દોષો નહિ કહેલા હોવાથી, 'તે કારણથી વચ્ચે માગ રાખવાથી માગવાળું દંડાકાર તિલક પરમ સુન્દર છે' એ શ્લોકમાં પણ 'માગવાળું' એ વચન માગ વિનાના એ વચનનો ફક્ત વિપરીત અર્થજ કરનાર છે, જો તમામ દોષોની દંડાકાર તિલકમાં પ્રવૃત્તિ થતી હોય તો બીજા રૂપવાળ: વિપરીત અર્થથી પ્રાપ્ત થતા વિધિને કહેવામાં ન આવે, 'અધર્મ દુ:ખ સાધન છે' એમ કહેવાથી બીજી રીતે 'ધર્મ એ સુખનું સાધન છે' એમ સ્વયં સ્હમજાય છે, તેમ અચ્છિદ્રને માર્ગ વિનાનાને નિન્દિત કહેતાં માગવાળું કરવું એમ બોધ થાય છે તેથી, આ કારણથી સ્હમજાય છે કે 'વચ્ચે માગ રાખવો' એ વિધિમાં-'મજબૂત પેટીમાં રાખેલી વસ્તુ સચવાય છે' તે ન્યાયે રહેલા દ્વિરેખ-દંડાકાર તિલકને બીજાં દોષ વાક્યો પ્રતિબન્ધક થતાં નથી; એ પ્રમાણે. અર્થાત્ માગ વિનાનાને દૂષિત ગણેલું હોવાથી માગવાળું કરવું એમ સ્હમજાય જ છતાં વચ્ચે માગ રાખવો એમ કહેવાથી એવું સૂચન થાય છે કે આગળ ઉપર કહેલાં દોષ વાક્યો બીજાં તિલકનાં વિષય હોવાથી દ્વિરેખ દંડાકારને લાગુ પડતાં નથી.

બીજા કહે છે કે-મૂળ એ જ મૂળ, છેકેલું છે મૂળ માત્ર જહેનું તે છિન્નમૂળ, અહિં છિન્ન પદ તાત્પર્ય ગ્રાહક છે, મૂળ શબ્દમાં મૂળમાત્રના સંબન્ધવાળા તિલકમાં લક્ષણા છે, તેવા છિન્નપણાવડે યુક્ત મૂળપણાનો સમ્બન્ધ તિલકમાં દેખાય છે, તેથી જહેમાં ફક્ત મૂળ જ છેકેલું હોય તેવું તિલક ન કરવું, અર્થાત્ મૂળ એકલું છેકવું નહિ તિલક તો બે ભાગ-

વાળું કરવું, જો છિન્નમૂલતા દોષ છિન્ન-બે ભાગવાળા દ્વિરેખ તિલકને લાગે તો શ્રુતિસિદ્ધ દ્વિરેખપણાને હાનિ આવે, અને બે ભાગ ન કરવાથી ધાતુનો અર્થ અસંગત થાય, ‘વચ્ચે બે ભાગ કરવા’ એ શ્લોકમાં આવેલો છિદ્ર શબ્દ ‘છિદિ ધાતુ દ્વૈધી કરણાર્થક છે,’ અને તે રૂધાદિગણ પઠિત છે, ત્હેને ઉણાદિ ‘સ્ફાયિતઞ્ચિ’ એ સૂત્રથી રક્ પ્રત્યય લાગે છે, જેથી છિદ્ર શબ્દ બને છે, બે ભાગ કરાય તે છિદ્ર; વચ્ચેથી અભીષ્ટ અન્તર રાખીને જે બે ભાગ કરાય તે મધ્યે છિદ્ર, દંડાકાર કરવું અને વચ્ચે બે ભાગ રાખવા-કરવા એમ બન્ને કલ્પનાઓનો સમુચ્ચય-બે કર્મને એક ક્રિયાથી કરવાં તે,-થી તિલકમાં સંબન્ધ છે, પરમ્પરાથી ચાલુ હોવાથી, હવે જો છિન્નમૂલતા દોષને સ્વીકારવામાં આવે તો કૃત હાનિ-કૃતજે દ્વિરેખ ત્હેની હાનિ, અને અકૃત-કલ્પના નહિ કૃત જે બદ્ધત્વ ત્હેની કલ્પનાનો પ્રસંગ આવે તેથી છિન્ન મૂલતા દોષ બીજી જગાએ-જ્યહાં મૂળ કરીને છેદવામાં આવતાં હોય ત્યહાં સ્થાન મેળવતો હોવાથી દ્વિરેખ દંડાકારનો વિષય બનતો જ નથી, વળી છેકેલા સંબન્ધવાળું એવું જે ફક્ત મૂળ, તે જહેમાં હોય તેવું તિલક દૂષિત હોવાથી જહેમાં કેવળ મૂળ જ છેકેલું હોય ત્યહાં દોષ આવે, નહિ કે છેકયા વિનાના મૂળવાળા છૂટ્ટા તિલકમાં, કાબરો પુરૂષ, કાબરી ગાયવાળો કહેવાતો નથી અને લાંબો માણસ લાંબા કાનવાળાના નામે બોલાવાતો નથી, તેવા સમાસવાળા શબ્દ વચનની ઉપસ્થિતિના વિષયવાળો ન હોવાથી, વળી ભિલ્લ-કારીગર હોય’ શબ્દના સામર્થ્યથી, એ ન્યાય વડે તેવા પ્રકારના અર્થમાં શીઘ્ર ઉપસ્થિતિના કારણપણાને અનુકૂળ

શક્તિરૂપ સામર્થ્યથી ભિલ્લથી બીજો નહિ તેવો કારીગર જ નિષાદ–સ્થપતિ–ભિલ્લ કારીગર શબ્દથી સ્હમજાય; એકલા કારીગરમાં અથવા એકલા ભિલ્લમાં શબ્દ સામર્થ્યનો નિશ્ચય થાય નહિ, અર્થાત્ ભિલ્લ કારીગર કહેવાય નહિ, એ કારણથી સંબન્ધના બોધને યોગ્ય આકાંક્ષાના અભાવથી છિન્નમૂલતા દોષ દ્વિરેખ દંડાકાર તિલકમાં આવે નહિ, તેવી કલ્પના જ ઠેકાણા વિનાની હોવાથી.

અમ્હારા જેવા તો આ બાબતમાં આમ જાણે છે કે –"મનુષ્યમાત્ર જાણે અજાણે પણ કર્મ તો કરે જાય છે, ત્હેમાં જાણકારને જે પ્રમાણે કર્મની સિદ્ધિ થાય છે તે પ્રમાણે નહિ જાણકારને થતી નથી.' આમ શ્રીકૃષ્ણના વચનામૃતના માધુર્ય–રસના રસિક ભગવદીયો સાધારણ મનુષ્યની પેઠે બધા કરે તેમ કરવું તેમ માનીને દ્વિરેખ–દંડાકાર તિલકનો આદર કરતા નથી, પરંતુ ત્હેના માહાત્મ્યને સ્હમજીનેજ સ્વીકારે છે. દંડાકાર શબ્દમાં દંડ સરખો છે. આકાર જેનો તે દંડાકાર–એ સમાસમાં દંડ સરખો તે દંડવત્ એ શબ્દ, 'ત્હેના સરખી ક્રિયા હોય તો વત્પ્રત્યય થાય.' એમ વ્યાકરણશાસ્ત્રમાં કહેલા સૂત્ર પ્રમાણે એકવચનની વ્યુત્પત્તિથી સિદ્ધ વત્પ્રત્યયાન્ત છે, તેથી એક દંડની પેઠે વ્યવસ્થાવાળાને વચમાં ભાગ કરવાને પોંછતાં જો મૂળ પણ પોંછાય તો તેમાં આ છિન્નમૂલતા નામનો દોષ આવે, આ દંડાકારને જ ભારતમાર્તંડ પોતાના સત્સિદ્ધાન્ત માર્તંડમાં ચરણાકારના ઉપલક્ષણપણા વડે ઓળખાવે છે, પરંતુ દ્વિરેખને નહિ, ત્હેને તો ઊર્ધ્વપુંડ્રધારણવાદમાં કેટલા-

એક એમ કહીને અલગ રીતે પ્રતિપાદન કરે છે તેથી, કેટલાએક એ શબ્દવડે શ્રીગોકુલેશના અનુયાયીઓને શ્રી. પુરૂષોત્તમજી, શુદ્ધાદ્વૈત સમ્પ્રદાયના એકદેશીપણાથી વ્યવહાર કરતા–ઓળખાવતા જણાય છે, તિલકની બાબતમાં જૂદા પડવાથી, તે પ્રમાણે પ્રતિપાદન કરવાથી. ત્યારપછી ક્ષત્રિયાદિકના તિલકનો તફાવત બતાવ્યા બાદ તેઓએ ‘ઉપરથી કૈંક પ્હોળું હોય તે પદાકૃતિ અને સરખું હોય તે દંડાકૃતિ જાણવું’ એમ વ્યાખ્યા કરી છે, આમ લખવામાં કારણરૂપે શ્રીગુસાઇજીની વાણી જ છે; દ્વિરેખતિલક તે પણ દંડાકાર છે, અને તે ‘બે દંડનો આકાર તે દંડાકાર, તે સરખો છે આકાર જ્હેનો તે દંડાકાર’, ગૌરવ તો બન્નેમાં સરખું છે અને વિનિગમના–એકને જ સબળ કરવાની દૃઢ યુક્તિનો વિરહ તે પણ તેવો જ, નહિ તો વિશેષણ ન થઇ શકે, ‘સપ્તમ્યન્ત અને ઉપમાન જ્હેમાં પૂર્વપદ હોય ત્હેનો બીજા પદથી સમાસ થાય અને ઉત્તરપદનો લોપ થાય.’ એ વાર્ત્તિક વડે દંડાકાર સરખો તે બહુવ્રીહિ સમાસનું પૂર્વપદ છે ત્હેમાં ઉત્તરપદ આકાર શબ્દનો લોપ કહેવાનો છે, અહિં મૂળથી જ જૂદો કરાતો બે દંડનો આકાર ‘નાકના મૂળથી આરંભીને કપાળના અંત સુધી કુંકુમવડે બે રેખાઓ લખે –કરે, અને બન્ને ભવાંના મધ્યથી આરંભીને અન્તરાલ–છેદું રાખે’ એમ આ બન્ને વિધિથી પ્રતીત થાય છે, અને નાકનું મૂળ તો જ્હેને જેવું આચારથી પ્રાપ્ત મનાતું હોય તે યોગ–રૂઢિથી ગ્રહણ કરવું તેમ આકર ગ્રંથોમાં લખ્યું છેજ. તેથી (નાકના મૂળથી) પ્રારંભીને કપાળની ટોચ સુધી કંકુ વડે લખવાથી અને બન્ને ભવાંના મધ્યથી સારી રીતે

આરંભીને અન્તરાલ છેટું રાખવાથી સ્પષ્ટ રીતે દ્વિરેખ દંડાકારવાળાપણું સિદ્ધ થાય છે, આ પ્રમાણે જ્હેમાં દંડ શબ્દથી કહેવાતી બે રેખાઓ મૂળથી છેડા સુંધી છૂટી કરાતી હોય ત્હેમાં એક અથવા બે રેખાઓમાં ક્યાંથી અથવા શું પોંછાય કે જ્હેને લઇને છિન્નમૂલતા દોષ દેખાય, વળી છેદાય તે છિન્ન કહેવાય એમ હોવાથી છિદ્દિધાતુને નિષ્ઠાર્થમાં ક્ત પ્રત્યય થાય છે, નિષ્ઠા શબ્દવડે નિયતસ્થાન અને નિષ્પત્તિ એમ બે અર્થ સ્હમજાય, તેમાં મૂળથી આરંભીને છેટું રાખવાથી નક્કી કરેલું સ્થાન જરાપણ વિકાર પામતું નથી અને છિન્નપણાની નિષ્પત્તિ–સિદ્ધિ તો પોતાનાથી થાય છે કે બીજાથી ? પોતાનાથી તો થતી નથી, મૂળથી ટોચ સુધી જુદુંજ આરંભ કરાતું હોવાથી, બીજાથી તો થાય જ નહિ, કરેલી બન્ને રેખાઓ તેમની તેમજ રહેવાથી, એટલે સ્હમજાય છે કે દ્વિરેખ–દંડાકારથી બીજે ઠેકાણે છિન્નમૂલતા એ દોષને અવકાશ છે એમ માત્સર્યરહિત સત્શાસ્ત્રના પારંગત વિદ્વાન પુરૂષોએ પોતેજ વિચારવું.

આ કલ્પના નવી તો નથી જ, વ્યવહારસિદ્ધ હોવાથી, મનુષ્યમાત્ર તમામ કાર્યોમાં નિર્દોષતાને તપાસીને પ્રવૃત્ત થાય છે. ૪

બે દંડની આકૃતિ સરખી જ્હેની આકૃતિ દેખાતી હોય તે દ્વિરેખ–દંડાકાર તિલક શોભાયુક્ત છે એમ યાદ રાખવું. ૫

છિન્નમૂલ શબ્દવડે 'શ્રીગોકુલેશાનુયાયીઓનું દંડાકાર તિલક નિન્દિત છે છિન્નમૂલ હોવાથી.' એ પ્રમાણે જે દોષ-

દષ્ટિ નાખી છે તે દ્વિરેખ દંડાકાર તિલકમાં ક્ષણુપર્યંત ટકવાને માનતી નથી–ટકી શકતી નથી. ૬

જે આરંભથી ભિન્ન રીતે બે રેખાઓ કરાય તે દંડાકાર તિલક છે, તોપછી ત્હેમાં ત્હેનાથી જૂદી છિન્નમૂલતા શા કારણથી દેખાય. અર્થાત્ તે તે રેખાઓ તો મૂળ સાથે તેમની તેમજ રહેલી છે. ૭

મૂળથી આરંભીને આખું તિલક બે પ્રકારે–પ્રથમ એક રેખા કરી પછી બીજી રેખા કરવી એમ,—કરવાનું છે, આ તિલકમાં મૂળ છેદવાનું આવતુંજ નથી: પ્રાચીનોએ તે પ્રમાણે કહેવાથી. ૮

શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરેલું, શ્રીગુસાંઇજીએ પ્રકાશિત કરેલું—સ્વરૂપ સ્હમજાવીને દેખાડેલું, 'કપાળમાં દંડાકાર તિલક થાય' તે દંડાકાર તિલક સરખી બે રેખાવાળું શુભ છે. ૯

હવે 'ઊર્ધ્વપુંડ્રના મૂળમાં સિંહાસન કરે તે ઉપર કમળ મૂકે, મધ્યમાં શ્રી ગોપીજનવલ્લભાય એ મુદ્રા કરે, પછી ચક્રાદિક એ બધું ગોપીચન્દન મૃત્તિકા વડે કરે, ત્યાર બાદ સેવા કરવી.' આ વચન વડે મૂળમાં સિંહાસન વિધિ, સિંહાસન ઉપર કમળની સ્થાપના અને ઊર્ધ્વપુંડ્રના મધ્યમાં શ્રી ગોપીજનવલ્લભાય એ મુદ્રા ધારણ પછી ચક્ર વિગેરે આયુધ ધારણ એ તમામ ગોપીચન્દન વડે જ કરવું એમ સ્પષ્ટ કહ્યું છે; આકર ગ્રન્થોમાં **ऊर्ध्वपुण्ड्रमार्तण्ड** વિગેરેમાં પણ 'ઊર્ધ્વપુંડ માટે ગોપીચન્દનથી બીજાં દ્રવ્યો (કુંકુમ વિગેરે) કહેલાં હોવાથી અને મુદ્રાધારણ માટે ફક્ત ગોપી-

ચન્દન વિગેરે ( ચરણામૃત ) મૃત્તિકાઓ કહેલી હોવાથી તે (મુદ્રા ધારણાદિ ) નિત્ય હોવાથી (ગોપીચન્દન ધારણ કરવું નહિ. એ) નિષેધ, ઊર્ધ્વપુંડ્રધારણ કરવા માટે એકલા ગોપીચન્દન વડે ધારણ કરવામાં સમાપ્ત ( ચરિતાર્થ ) થાય છે તેમ જણાય છે.' અર્થાત્ ઊર્ધ્વપુંડ્ર તો ભગવત્પ્રસાદિ કુંકુમવડે જ કરવું, સિંહાસન વિગેરે જે કૈં બીજું કરવાનું હોય તે તમામ ગોપીચન્દન વડે કરવું તેમ એ વચનોનો સાર છે. એક દ્રવ્ય વડે સિંહાસન કરવામાં દ્વિરેખપણાની હાનિ છે, એક જ રેખાનું બીજારૂપ ( વાળવા કે વાંકી કરવા ) વડે તે પ્રમાણે પરિણામ પામવાથી, દ્વિરેખમાં રહેલો ભાવ સિદ્ધ ન થવાથી તે દ્વિરેખને પ્રતિપાદન કરનારાં વચનોનો વિરોધ પણ થાય, અને વળી એ વચનમાં સેવાવિધિનું જ પ્રાધાન્ય હોવાથી ત્હેનાથી બીજાં વચન ગૌણ હોવાથી કૃતાકૃતત્વ ( યથેચ્છાચાર કરવાં અથવા ન કરવાં એમ, અને તેથી જ એ બધું સમ્પ્રદાયમાં ઝાઝું જોવામાં આવતું નથી.) જણાય છે, પ્રધાનમાં કાર્યની પ્રતીતિ થતી હોવાથી, તિલકમાં કૃતાકૃતત્વ નથી, વૈષ્ણવપણાને ઓળખાવનાર હોવાને લઇને બીજે ઠેકાણે પ્રતિપાદનથી, એટલે આ પ્રમાણે ઊર્ધ્વ-પુંડ્ર દ્વિરેખ દંડાકારને બદ્ધ મૂલ સિદ્ધ કરવામાં ફક્ત 'મૂળમાં સિંહાસન કરવું,' એ એક જ વાકયાંશની યોજના કરવી તે ન્યાય યુક્ત નથી, એકી સાથે કહેલાંમાંથી એક ભાગ લેવાથી અંગી બેડોળ બનતો હોવાથી, ફક્ત ખપ પૂરતો તેટલો જ અર્થ સ્મરણ કરવા યોગ્ય થવાથી, એ જ કારણથી 'મૂળમાં સિંહાસન કરવું આ વચનને લઇ બાંધ્યા તિલકના હિમાયતી થવું' એ છળ-વચન છે તે દ્વિરેખ–

દંડાકારના સ્વરૂપને અર્થ વિકલ્પની યુકિત વડે ફારફેર કરવાને સમર્થ નથી, સમુદાયના અર્થની વિપરીતતા થવાથી જે ગોપીચન્દનથી કરવાનાં હોય ત્હેમાંથી એકને કુંકુમથી કરવાનું કહી પોતાનો પક્ષ સબળ કરવાના આગ્રહથી. એ જ કારણથી 'નિષેધની સિદ્ધિ ન થતાં નિષેધ કરવા લાયકનો નિષેધ ન થાય,' એ ન્યાય પ્રમાણે જૂના રીવાજથી ચાલ્યું આવતું, આકાર પ્રમાણે થતું દ્વિરેખદંડાકાર તિલક તે શ્રી ગુસાંઈજીના 'સરખી બે રેખાના સ્વરૂપવાળું' એ વચનામૃતને અનુકૂળ રહીને શ્રુતિ અને પુરાણોને સમ્મત સુન્દર શોભાને ધારણ કરતું ભવ્ય દેખાય છે એમ બધું સુંદર છે.

શ્રીહરિની ચરણરજ વડે નાકના મૂળ અને કપાળની પાસે–અર્થાત્ બન્ને ભવાંની વચ્ચે, કરાતો સુન્દર સિંહાસન વિધિ ( ચરણામૃતની આડી રેખાથી ) ચરિતાર્થ થાય છે જ. ૧૦

આ બાબતનાં કેટલાએક એમ પણ કહે છે કે–જો કે શ્રીમહાપ્રભુજીએ 'ગોપીચન્દન વડે શંખ ચક્રાદિક ધારણ કરવાં તે પણ પૂજાનું અંગ છે.' એમ નિબન્ધમાં આજ્ઞા કરી છે, તો પણ ત્હેને પૂજાના અંગપણા વડે કહેવાથી અને પૂજામાં બ્રાહ્મણોનો જ અધિકાર હોવાથી તથા પૂજા અને સેવાની તેઓશ્રીએ જ ભિન્નતા કહેલી હોવાથી 'અભ્યંગમાં, સૂતકમાં, વિવાહમાં, પુત્ર જન્મમાં અને તમામ મંગળ કાર્યોમાં ગોપીચન્દન ધારણ કરવું નહિ.' એ નિષેધ વચનથી અનન્ય વૈષ્ણવોને નિત્ય સેવારૂપ મંગળ કાર્યમાં ગોપીચન્દન

ધારણનો [ નિષેધ સ્હમજાવાથી 'બે રેખાવાળું હોય છે.' એમ શ્રુતિ પ્રમાણના બલવત્પણાથી 'એકવાર આવતાં નિષેધ થતાં જે રોકાય તે રોકાયલું જ રહે.' એ ન્યાયે બાધ થવાથી બે રેખા કરવી તેમ ચાલ્યા આવતા શિષ્ટાચારથી, દ્વિરેખ દંડાકાર ધારણથી બીજું ધારણ કરવું તે વિવાદગ્રસ્ત હોવાથી સિંહાસન ધારણાદિ ઓછા આદરથી દેખાય અને તે કારણે સિંહાસન ધારણની પણ 'સાથે કહેલાં સાથે આવે ને જાય.' એ ન્યાયે નિવૃત્તિ છે એમ આગ્રહપૂર્વક શાંતિથી કહેવાય.

સરખું, અત્યન્ત સુન્દર,ભવ્ય, ઊભું બે રેખાવાળું તિલક, તે દંડાકાર તિલક છે; એમ જ શિષ્ટાચાર જાણવો. ૧૧

અને જે બીજાઓ અપલાપ કરે છે કે—તેવા—દ્વિરેખદંડાકાર ઊભા તિલકની વ્યવસ્થા-સ્થાપન, આકર ગ્રન્થોમાં નથી, વળી કોઈ યવને શ્રીમહાપ્રભુજીના સમયમાં ચિતરેલા શ્રીમહાપ્રભુજીના ચિત્રમાં પણ ચરણાકાર તિલક દેખાય છે, અને ત્હેમના જેવા બીજા પોતાની બુદ્ધિની પથારીમાં પડયા પડયા સમ્પ્રદાય અને શાસ્ત્રજ્ઞાનમાં આરામથી ઊંઘતા અનેક પ્રકારના વિપરીત વિચારોથી ઘડેલાં, ઠામઠેકાણાં વિનાનાં ગપ્પાંનો આશ્રય કરીને સમ્બન્ધ વિનાનું વિશેષ દ્વેષથી અવળુંસવળું મરજી મુજબ બબડે છે, તે બધાય જો વૈષ્ણવો હોય તો અમ્હારે અમ્હારા બન્ધુ છે તેમ સત્કાર કરીને તે પ્રમાણે જ ભગવત્સ્મરણ કરવા યોગ્ય છે.

વિદ્વાન પુરૂષો ઊર્ધ્વપુંડ્ર ધારણવાદમાં પ્રતિપાદન કરેલા તત્ત્વને જાણે છે અને નહિ જાણનાર મનુષ્યો (પોતે કહે કે

કરે તેજ ખરૂં તેવી જીહ્વાળા હોવાથી પ્રમાણ અને યુક્તિના અભાવે) અઘડામાં રહેલા તત્ત્વને જાણે છે. ઊર્ધ્વપુંડ્રમાર્તંડ અને સત્સિદ્ધાન્તમાર્તંડ રૂપી સૂર્યનો પ્રકાશ સરખો હોવા છતાં પોતપોતાના અભિપ્રાય પ્રમાણે જૂદાં જૂદાં ભાન થાય. ૧૨

'કપાળમાં દંડાકાર તિલક થાય.' એમ જગદ્‌ગુરૂ શ્રી મહાપ્રભુજીનું વચનામૃત છે. ત્હેને મૂકીને યવને કરેલા ચિત્ર-કાર્યમાં અમે અણુ માત્ર પણ વિશ્વાસ રાખતા નથી. અર્થાત્ યવનકૃત ચિત્રકાર્ય કરતાં અમ્હને વાકપતિની વાણીમાં સમ્પૂર્ણ વિશ્વાસ છે. (સમ્પ્રદાયના ઇતિહાસમાં લખ્યું છે કે 'હોનહાર નામના ચિત્રકારે શ્રીમહાપ્રભુજીનું ચિત્ર કરવા બે ત્રણ વાર પરિશ્રમ કર્યો પરન્તુ શ્રીમહાપ્રભુજીની અનીચ્છા હોવાથી ત્હેમાં તે ફાવ્યો નહિ પણ જ્યારે દીન થઇને નમ્યો ત્યારે જ તે ત્હેની કૃતિમાં સફળ થયો.' અહિં પૂર્વસ્થિત અનીચ્છા તિલકના પ્રમાદમાં પરિણામ પામી, અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર શૃંગિના શાપની પેઠે, એમ અનુમાન કરી શકાય કારણ કે મહાપુરૂષોની અનીચ્છાઓ પણ અફળ હોય નહિ. **सुज्ञेषु किं बहुना.**) ૧૩

પ્રમેયની સ્થિતિ લક્ષ્ય અને લક્ષણના સિદ્ધાન્તથી છે એમ જાણનારા બુદ્ધિશાળી પુરૂષો, ભ્રમિત માણસોના વચનને પ્રમાણરૂપ માનતા નથી. અર્થાત્ ભ્રમિત તો બકે રાખે. વિદ્વાનથી તેમ ન થાય. એ આમ તો અમે આમ એવા અઘડાથી વધારે શું ?

આ દ્વિરેખ–દંડાકાર તિલક જ પુરાણોમાં હરિમન્દિરા-કારપણા વડે બતાવેલું દેખાય છે, તે જ્હેમકે–' નાકના મૂળથી

આરંભીને કપાળની ટોચ સુધી કુંકુમ વડે લખે, વચ્ચે માગ રાખે, તે માગ હરિ મન્દિર છે.' એમ સ્કન્દ પુરાણમાં કહ્યું છે, વળી 'કપાળમાં ઊભી બે રેખાવાળું તિલક કે જે હરિ મન્દિર છે તે કીર્તિરૂપ તિલક (શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરેલા દ્વિરેખ દંડાકાર ઊપર આક્ષેપ કરનાર ચિદ્રૂપને જીતીને તિલકની રક્ષા કરવાથી તિલક જ શ્રી ગોકુલનાથજીના યશરૂપ હોવાથી,) ને ધારણ કરતા' એમ શ્રી ગોકુલનાથજીના સ્વરૂપ વર્ણનમાં પ્રાચીનો એ કહ્યું છે;' વચ્ચે વિભાગ (બે ભાગ) કરવા તે માગ રાખવો તે ઉત્તમ કૃતિનો વિષય હોવાથી વસ્તુ શક્તિદ્વારા કાર્યાર્થનો નિશ્ચય થતાં તે (મન્દિરાકાર) નો નિશ્ચય તત્પ્રખ્ય-(તે કહેવાથી તે કહેવાય) ન્યાય વડે થાય છે. અર્થાત્ ઊભી બે રેખાઓથી દ્વિરેખ-દંડાકારનો નિશ્ચય થતાં તે બન્ને રેખાઓનો મધ્ય ભાગ તે હરિમન્દિર એમ ઊર્દ્ધ્વપુંડ્ર પ્રકરણમાં રહેલા આ તફાવતોની સ્થિતિ પણ સમાન વિધાન (ઊભું તિલક કરવા રૂપ) દેખાય છે. તે સ્થિતિ જ્હેમ કે-' શ્રી હરિના ચરણની આકૃતિવાળું ઊભું તિલક અન્તરાલ સહિત અર્થાત બન્ને રેખાઓ એક બીજાથી દૂર હોય તેમ વચ્ચે વિભાગ વડે સમ્બન્ધવાળું અર્થાત્ મૂળથી ટોચ સુધી છૂટું કરે છે તે હરિ મન્દિર જાણો' એમ પદ્મપુરાણના વચનને મળતી આવે છે. ઊભા તિલકમાં ચરણાકારનો અને મન્દિરાકારનો એમ બે ભાવ છે, હરિપદાકૃતિ-શ્રી હરિના ચરણની આકૃતિવાળું એ શબ્દના સામર્થ્યથી ચરણાકારપણું સિદ્ધ થતાં ત્હેને જ મન્દિરાકૃતિ કરવી તે વિલક્ષણતા બતાવે છે, તે વિલક્ષણતા પણ પ્રભુનાં બન્ને ચરણની આકૃતિ સરખી આકૃતિવાળું એમ

સ્પષ્ટ દ્વિરેખ-દંડાકારને જ કહે છે, બન્ને ઊભી રેખાઓના મૂળમાં પ્હેલાં કહેલા 'મૂળમાં સિંહાસન કરવું ' એ પ્રકારવડે ચરણામૃતની રજ વડે સિંહાસનાત્મક આડી રેખા કરવારૂપ સંયોગપણુ થતાં તો બીજા વાક્યવડે કરેલા તે તફાવતને જ સ્થાપન કરવાથી તે તિલક પણ તેજ (દ્વિરેખદંડાકાર) સ્થિતિને પ્રતિપાદન કરે છે. મન્દિરાકાર કરણરૂપ પ્રકરણ (એકાર્થ પ્રતિપાદક ગ્રન્થાંશ) નો ભેદ ન હોવાથી, આકર ગ્રન્થોમાં કેટલા એક ' એ શબ્દ વડે તેઓ જ બતાવ્યા છે કે જેઓ પ્રતિવાદિ માને છે તેમ એક દ્રવ્યથી બદ્ધ મૂળ કરતા નથી, ત્હેમના તિલકમાં પણ ' તે માગ હરિ મન્દિર છે ' એ વચન વડે હરિમન્દિરાકારતા સિદ્ધ થાય છે, અને વળી 'ઊભા તિલકના વિશાળ, અત્યન્ત મનોહર અને અવકાશ સહિત મધ્ય ભાગમાં લક્ષ્મીજી સહિત શ્રીહરિ બિરાજે છે ' આ શ્લોકમાં વિશાળ અને અવકાશ સહિત એમ બે વિશેષણના ક્રમવડે ફેલાવવાળા એવા અર્થ યુક્ત ' વિ ' શબ્દથી ' શાલચ્' પ્રત્યય લાગતાં વિશાળ શબ્દ બનતાં 'વિશાળ, ફેલાયલું, મ્હોટું,' એમ કોષ વાક્યથી મૂળથી ટોચ સુધી રૂચે તેમ (નિર્દોષ અને સુન્દર) વિસ્તૃતપણું દેખાય છે, અવકાશ સહિત તે તો કરનારને અભીષ્ટ અવકાશ સહિત હોવાથી પૃથક્ પણાને પ્રતિપાદન કરતું બે રેખાવાળામાં સમાપ્ત થાય છે, તેજ પ્રમાણે અર્થની પ્રતીતિ થતી હોવાથી. સુમનોહરપણું તો 'સીધું, સુન્દર, સારાં પડખા વાળું, અત્યન્ત મનોહર, શોભાયુક્ત દંડાકાર ઊભું તિલક કરે અને વચ્ચે માગ રાખે ' આ શ્લોકમાં આવેલા સુમનોહર શબ્દથી સમ્બન્ધ રાખતું દ્વિરેખ-દંડાકાર તિલકને

સ્હમજાવે છે, અને તે કારણે ઊભા તિલકપણામાં રહેલા બે દંડના સુમનોહર, વિશાળ અને સાવકાશ મધ્ય ભાગમાં શ્રી સહિત હરિની સ્થિતિ કહેલી હોવાથી અને તે સ્થિતિ મન્દિરમાંજ યોગ્ય હોવાથી મન્દિરાકારની પ્રતીતિથી દ્વિરેખ દંડાારની મન્દિરાકારતા નિર્બાધ છે. અને વળી બાંધેલું તિલક

હરિ મન્દિર કહેવાય એમ કહેનારાઓએ તત્ત્વાર્થ દીપ નિબન્ધની શ્રીકલ્યાણરાયજી કૃત ટિપ્પણીમાં ‘ તે કારણથી જેણે શરીર ઉપર ઊભું તિલક ધારણ કર્યું હોય ત્હેનો દેહ તે ભગવાનનુ નિર્મલ હરિ મન્દિર છે.’ એમ પદ્મપુરાણના વચન વડે ઊભુ તિલક કરનારના દેહની જ્હેમ હરિ મન્દિરાકારતા સ્વીકારાય છે એમ આ દ્વિરેખ–દંડાકાર તિલકની પણ ‘ તે વિભાગ–માગ હરિ મન્દિર છે.’ આ વચન વડે તે હરિ મન્દિરાકારતા અનેક પ્રકારે થતી હોવાથી આપણુ એક પ્રકાર છે ત્હેમ માનીને સ્વીકારવી જ અર્થાત્ એક દ્રવ્યથી બદ્ધમૂલ તિલકની હરિ મન્દિરાકારતા પ્રતિવાદિના મતે છે છતાં દેહની હરિ મન્દિરાકારતા સ્વીકારે તો બાહુલ્યથી દ્વિરેખની સ્વીકારવી જ. વિશેષ વચન ન હોવાથી, અમુક જ હરિ મન્દિર અન્ય નહિ એમ ન કહેવાથી, જ્હેને જ્હેને હરિ મન્દિર કહ્યાં હોય તે તમામ માનવાં જ. એજ કારણુથી ‘ સત્પુરૂષોનો શિષ્ટાચાર તે પણુ વેદની પેઠે પ્રમાણુ ગણાય છે ’ એમ હોવાથી જ્હેમનો જે પ્રમાણે શિષ્ટાચાર હોય તેઓ તે પ્રમાણે કરે તો તેમાં તે અર્થાત્ દ્વિરેખ દંડાકારમાં મન્દિરાકારતા એમ તમામ પ્રમાણુયુક્ત છે.

શ્રીગોકુલનાથજીના અનુયાયીઓની દ્વિરેખ-દંડાકાર તિલકમાં મન્દિરાકારતા નામની માન્યતા અત્યન્ત પ્રાચીન છે. એ દિશા. ૧૫

આ શુદ્ધાદ્વૈત-પુષ્ટિમાર્ગ સમ્પ્રદાયમાં બન્ને પ્રકારનું તિલક પરમ્પરાથી પ્રચલિત હોવાથી એકને ગ્રહણ કરવું કે ત્યાગ કરવું તેમ કહી શકાય નહિ, બન્ને દેખાય છે, બન્નેને સાથે કહેલાં છે, બન્ને સરખાં છે અને બન્ને સરખાં બળવાળાં છે, તે કારણથી. ત્હેનું કારણ પણ જ્હેમકે—

'હે દેવિ ! ઉત્તમ ભગવદ્ભક્ત, ચરણાકાર અથવા તો દંડાકાર ઊભા તિલકને ધારણ કરે.'

ભગવદ્ભક્તોના અગ્રેસર ભગવાન્ શિવજી ઊર્ધ્વપુંડ્ર વિધાન નામના અધ્યાયનો ઉપસંહાર-સમાપ્તિ કરતા પોતાની પ્રિયતમા ભગવતી ભવાનીને દેવી શબ્દથી સંબોધીને અનેક પ્રકારના ઊભા તિલકના સારભૂત બે પ્રકારને ઉપદેશીને 'ધારણ કરે' એમ એકવિધિ વડે સરખા સંબંધથી તે કરવાની પ્રવૃત્તિને માટે વૈષ્ણવને યોજે છે, વૈષ્ણવોના અગ્રેસર હોવા છતાં પોતે કરતા નથી અને અન્યને ઉપદેશ કરે છે તે બાબત અહિં અપ્રસ્તુત હોવાથી બીજા ગ્રન્થમાં જોઇ લેવી. અહિં **મહાભાગવત** એટલે ભકિતમાર્ગીય ભકત, સમ્પ્રદાયમાં ભકિતમાર્ગીય એટલે પુષ્ટિમાર્ગીય એમ કહેલું છે તેમ સ્હમજવાનું નથી. મ્હોટો એવો ભગવદ્ભકત, બન્ને શબ્દની સમાન વિભકિતરૂપ એકાશ્રયવૃત્તિ હોવાથી મહત્ શબ્દને સમાસમાં આત્વ થઇ મહા એમ બને છે; ભગવાનનો આ તે ભાગવત, આ કહેવાથી દાસ જાણવો. 'એ પ્રમાણે

શ્રીહરિના ચરણુને નિરંતર ભજનારા ભાગવત–ભગવદ્ભકતને ભકિત, વૈરાગ્ય અને ભગવત્સંબન્ધિ જ્ઞાન થાય છે' એમ કહેવાથી ભકતને પોતાના પ્રભુના એક ચરણુનું અથવા બન્ને ચરણુનું પોતાના મસ્તક ઉપર ધારણુ કરવું તે સેવકપણું બતાવવા માટે છે; રાજપુરૂષને રાજચિન્હની પેઠે. ' જેઓ સમાન ચિત્તવાળા, અત્યન્ત શાન્ત, ક્રોધરહિત, સર્વનું હિત કરનારા અને સજ્જન હોય તે મહાન કહેવાય. ' એ પ્રમાણે આવા મહાન અને ભાગવત, તે પૈકીના એકાદ, અથવા મુખ્ય છે શ્રીમદ્ભાગવત જહેને, કારણુ કે શ્રીમદ્ભાગવત તે ભક્તિ શાસ્ત્ર છે, ત્હેનું મ્હોટાપણું પ્રમેયાત્મક શ્રીકૃષ્ણુના સ્વરૂપને નિરુપણુ કરવા વડે અને વેદોના અર્થમાં થતા સંદેહોને નિવારણુ કરવાથી પરમ પ્રમાણુ વડે છે, ભગવાને કહેલું તે ભાગવત, અને તે આ સમ્પ્રદાયમાં જ સમાધિ ભાષા હોવાને લઇને પ્રધાન પ્રમાણુ ગણાતું ભગવાનની પેઠે મનાય છે. આદર કરાય છે; બહુવ્રીહિ સમાસમાં પણુ સરખી વિભકિત હોવાથી મહત્ શબ્દને આત્વ થઇ મહા બને છે, અને એ પ્રમાણે મહાભાગવતપણુાને લઈને ભગવાનની કૃપાવડે અલૌકિક જ્ઞાન શકિતની સમૃદ્ધિ હોતાં ભગવાનના બન્ને ચરણુકમળને મસ્તક ઊપર ધારણુ કરવાવડે પોતાની પુષ્ટિમાર્ગીય શરણુતા સૂચવાય છે. શુદ્ધ એટલે જન્મ, દીક્ષા અને કર્મ એમ ત્રણુ પ્રકારે પવિત્ર અથવા હૃદયવડે પવિત્ર કે શુદ્ધાદ્વૈત સમ્પ્રદાય પ્રમાણે ચાલનાર નિષ્કામ, નામના એક ભાગને ગ્રહણુ કરવાવડે નામ ગ્રહણુનો નિયમ પ્રાપ્ત થતો હોવાથી, મહા ભાગવત અને શુદ્ધ એ બન્ને શબ્દનો ભેગો અર્થ વૈષ્ણુવ, તે, પુંડ્ર એટલે ચિત્ર અર્થાત્

તિલક, તે હરિપદાકૃતિ એટલે એટલે એક ચરણુના આકારને ધારણુ કરે, અહિ વિશેષણુના સામર્થ્યથી પુંડ્ર શબ્દ પુલ્લિંગ છે, કેટલા એક પુડિ ધાતુને ખંડનમાં કહે છે, ખંડન એટલે રચના વિશેષ તે થાય તે પુંડ્ર કહેવાય, પુંડ્ર શબ્દનો તિલકના અર્થમાં પુલ્લિગ અને નપુંસકલિંગ બન્નેમાં પ્રયોગ થઇ શકે અને તે નિર્દોષ છે, રગન્ત શબ્દ ઘણુ કરીને પુલ્લિગમાં હોવાથી, હરિનો એક ચરણુ ત્હેની આકૃતિ સરખી આકૃતિવાળું તે હરિપદાકૃતિ, તે પ્રમાણે પ્રસિદ્ધ હોવાથી, સર્વ દુઃખના હર્તા તે હરિ, ત્હેમનો ચરણુ દુઃખોથી રક્ષણુ કરનારા અંશ એવા જીવના સ્થાનરૂપ છે, પદ શબ્દનો ઉદ્યોગ, રક્ષણુ, સ્થાન, ચિહ્ન, ચરણુ અને વસ્તુ એમ છ અર્થમાં કોશના વચનથી પ્રયોગ થાય છે, ભગવાનનું ભજન તેજ ભકતનો ઉદ્યોગ છે તે બતાવવાને ભગવાનના ચરણુને મસ્તક ઉપર ધારણુ કરવો આવશ્યક છે, ચિહ્નપણું તે પણુ ‘તિલકતે ચિહ્ન જ છે,’ એમ નિબન્ધમાં છે, લિગિ ધાતુ ગત્યર્થક છે, જે ગત્યર્થક તે જ્ઞાનાર્થક એમ હોવાથી જહે-નાથી જ્ઞાન થાય તે લિંગ એટલે ચિહ્ન, લક્ષ્મ શબ્દવડે પણુ દેખાય તે, લક્ષ્મ શબ્દ અને લિંગ શબ્દ એ બન્નેનો એકજ અર્થ ચિહ્ન એ પ્રમાણે છે ને તે તે ચિહ્ન દ્વિજાતિને યજ્ઞોપવીતની પેઠે વૈષ્ણવપણું બતાવનાર છે, ભકતપ્રભુને પ્રાર્થના કરે છે કે ‘હે ભગવન આપનો ચરણુ અમ્હારી અશુભ વાસનાનો નાશક હો.’ એમ હોવાથી ભગવાનનો ચરણુ મસ્તક ઊપર ધારણુ કરતાં અશુભ વાસ-નાના નાશ કરવાની પ્રાર્થના જણાઇ આવે છે, ભગવદીયો પ્રભુના ચરણુનો આશ્રય એજ પરમાર્થ ભૂત વસ્તુ હોવાથી

તેને અધિક ગણે છે, અને તેજ શરણે આવનારને મેળવવાનો હોવાથી ઉત્તમ-ગતિરૂપ થયેલ વસ્તુ છે, અને તે હૃદયમાં રહેલા ભગવદ્ભાવનો પોષક હોવાથી મસ્તક ઉપર ધારણ કરવો, હવે તે તેજ તો ધારણ કરી શકાતો નથી તેથી 'આકૃતિ શબ્દ જાતિ અને રૂપના અર્થમાં છે.' એટલે તે ચરણનું સ્વરૂપ લલાટ ઊપર લખવું, આ બાબતમાં તેઓ જ પ્રમાણ રૂપ છે કે જેઓ મનુષ્યોના શિક્ષણને માટે ત પ્રમાણે કરનારા છે, મ્હોટા પુરૂષો જે જે કરે' વિગેરે ગીતાના વચનથી, પોતે ધરે કે અન્યને ધારણ કરાવે તેમ, અથવા સ્વાર્થમાં પ્રેરક પ્રત્યય છે; હરિ પદાકૃતિ એ શબ્દ વડે ચરણાકારપણું સ્હમજવું અને તે સર્વત્ર એક ચરણના આકારમાં પ્રસિદ્ધ છે, તે પ્રમાણે જ શિષ્ટાચારથી, ત્યાર બાદ બીજી રીતે પ્રતિપાદન કરાતું દંડાકાર ઊભું તિલક છે કે જે તુ શબ્દથી ચરણાકારથી અલગ કરાય છે, આ શ્લોકમાં બે પક્ષ સ્થાપન કર્યા છે, ચરણાકારનો અને દંડાકારનો એમ, તે બન્નેની પરસ્પર સરખામણી પ્રકરણને લઈને ઊભા તિલકપણા વડે છે, ભિન્ન રીતે નિરૂપણ તે પરસ્પરના આકારના તફાવતને કહે છે, આકૃતિ અને આકાર શબ્દ ઊભા તિલકના વિશેષણ પણા વડે પ્રયોજેલા છે, તે તુ અને વા એમ બે અવ્યય વડે તે ઊભા તિલકના ભેદ અને સરખામણીને સ્હમજાવે છે; દંડાકાર-બે દંડના આકાર સરખો છે આકાર જ્હેનો તે, દંડ શબ્દ ચરણને અભિવ્યકત કરકરનારો છે, શબ્દ વડે તફાવતથી. શબ્દ વડે તફાવત કહેલો હોવાથી રચના વિશેષ રૂપ વિષયની ઉપેક્ષા વડે નિશ્ચિત વિષયિની ક્રિયાના સામ્યથી, અર્થાત્ ઉપમેયને ન કહેતાં

ઉપમાનથી કામ ચલાવી લેવાથી, એક કે અનેક ચરણોના આકારવાળું ચરણાકાર ગણાય પણ તે સંશય યુક્ત રહે એટલે બે ચરણના આકારવાળું તે દંડાકાર એમ કહી દંડ એ ચરણનું ઉપમાન છે ત્હેને ગ્રહણ કરી સ્પષ્ટ સ્હમજાવવાથી ચરણાકાર એટલે એક ચરણનો આકાર અને દંડાકાર એટલે બે ચરણનો આકાર એ તફાવત શબ્દ વડેજ જણાય છે. ચરણાકારમાં એક ચરણનો આકાર છે અને દંડાકારમાં બેદંડ–ચરણનો. વા એ અવ્યય સરખામણીમાં છે અને તે જ્હેમ એક ચરણનો આકાર તેમ બેનો, આ પ્રમાણે 'ઊપર કે ક પ્હોળું હોય તે ચરણાકાર અને સરખું હોય તે દંડાકાર' એ વચન જરાક તફાવત પામેલા બન્ને આકારની સંગતિ માટે છે, દુર્લભ ચરણ કમળવાળા શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરેલા 'દંડાકાર' એ શબ્દની ત્હેમના પુત્ર શ્રીગુસાંઈજીએ 'સરખી બે રેખાવાળું' એમ વ્યાખ્યા કરેલી હોવાથી જે દ્વિરેખ તે દંડાકાર છે,

સરખાપણામાં 'સમાનપાદ' એ ભક્તિશાસ્ત્રનું વચન પ્રમાણરૂપ છે, આકારના ભેદથી ભાવનો ભેદ થઇ શકે. સ્ત્રીલિંગમાં આવેલો આકૃતિ શબ્દ અવયવોની સ્થિતિમાં છે, અને તે સ્ત્રીની પેઠે ચંચલ અને કોમળ હોવાથી અન્યના આશ્રયને બતાવતો પોતાના સેવ્યમાં સેવકના દઢ રૂચિપણાને પ્રકટ કરી શકતો નથી એટલાજ માટે અભિપ્રાયને અનુકૂળ ચેષ્ટામાં રહેલો આકાર શબ્દ પુલ્લિંગ છે અને તે પુરૂષોના અનન્યપણાને પ્રસિદ્ધ કરતો હરિપદાકૃતિથી જૂદો દંડાકાર શબ્દ સેવ્યમાં સેવકના ચિત્તની સ્થિરતા, પ્રતિજ્ઞાપાલનમાં

દઢતા અને પોતે કહેલું નીભાવવામાં અકૃપણતાનો પરિચય કરાવે છે. હરિપદાકૃતિ શબ્દનો અર્થ પણ વ્યાકરણ વડે દંડાકાર એમ થઇ શકે પણ તે સન્દેહ યુક્ત હોવાથી દંડાકાર એમ જૂદો શબ્દ લીધો છે. આ બાબત વિચારીને જ 'દંડાકાર એ ચરણાકારનું ઉપલક્ષણ છે,' એમ આકરગ્રન્થોમાં કહ્યું છે, અને તે ચરણાકારના સરખુંજ દંડાકાર છે પણ દંડાકાર તે બે ચરણના આકારવાળું છે એમ પ્રતીતિ થવાને જાણવું. ઉપલક્ષણ પોતાનું પ્રતિપાદન કરીને બીજાનું પ્રતિપાદન કરનાર હોવાથી, આ શ્લોકમાં હરિપદાકૃતિ અને દંડાકાર એમ બન્ને તિલકના સ્પષ્ટ રીતે પ્રતિપાદનથી તુ શબ્દ વડે જૂદી રીતે તે બન્નેની સ્થિતિ હોવાથી વા શબ્દ વડે 'બે મણિની પેઠે ઊંટના' એમાં જેમ વા શબ્દ સામ્યવાચક છે તેમ સરખામણીથી અંગી જે ઊર્ધ્વપુંડ્ર ત્હેને ધારણ કરવામાં સમાન બળવાળાં હોવાથી ચરિતાર્થ છે તેમ જાણવું. બન્ને તિલકનું વિધિબોધિતપણું-'ધારણ કરે' એ સરખું હોવા છતાં પરબલીય-(પછીથી કહેલું તેજ ખરૂં) પણા વડે અને અભિપ્રાયને અનુકૂળ ચેષ્ટા બતાવવા વડે દંડાકાર ધારણ કરવું તેજ શ્રેષ્ટ છે એમ માનતા શ્રીકૃષ્ણના અભિપ્રાયને જાણનારા શ્રીમહાપ્રભુજીએ 'કપાળમાં દંડાકાર તિલક થાય' એમ ઉપદેશ કર્યો છે, એટલાજ માટે 'જે અર્થપરક શબ્દ હોય તે શબ્દાર્થ' એ ન્યાયથી જે સ્હમજાવવાની ઈચ્છાથી બોલાયલો શબ્દ તે પોતાનાથી પ્રતિપાદન કરાતા તાત્પર્યાર્થને પ્રગટ કરે છે તેમ વિદ્વાન પુરૂષો કહે છે. બીજું કરવાથી બીજાની પ્રતીતિ થાય નહિ અર્થાત્ ચરણાકાર કરવાથી દંડાકાર કે દંડાકાર કરવાથી ચરણાકારની પ્રતીતિ

થાય નહિ. અહિં પૂર્વબલીય (પહેલાં કહ્યું તે ખરૂં) અને પરબલીયપણાવડે બન્ને તિલકનો પ્રચાર પરમ્પરાથી થતો હોવાથી પ્રામાણિક છે એમાં લેશ પણ સન્દેહ નથી. આ શ્લોકને આગળ કરીને જ તે તે ઠેકાણે ઊભું તિલક બે પ્રકારનું દેખાય છે, તો પણ ભક્તિમાર્ગમાં સર્વ માર્ગોથી વિલક્ષણતાનો અનુભવ કરનારા શ્રીમહાપ્રભુજીનો દંડાકાર તિલક કરવાનો ઉપદેશ હોવા છતાં ચરણાકાર કરવાનું કારણ મત્સરરહિત સમાનદૃષ્ટિવાળા સામ્પ્રદાયિક વિદ્વાનોએ ખોળવું જોઇએ. અમે તો માનીએ છીએ કે અતિદેશ (તે સરખું કરવું તે) ન્યાય પ્રમાણે તે લોકો પરમ્પરાથી તેવા તિલકને જ તેમ દંડાકાર માને છે. અથવા 'ત્હમે કહો છો તેમ નથી, હું કહું છું તે તેમજ છે, એ પ્રમાણે કારણનો વિવાદ કરનારાઓને મ્હારી ન સ્હમજાય તેવી શકિતનો કારણભૂત છે.' એમ ભગવદ્વાકયથી તે શકિતઓના બલવત્પણાને લઈને આ બધું પણ ઘટી શકે.

શ્રીહરિના એકચરણને ધારણ કરવાવડે પદાકૃતિ–ચરણાકાર તિલક થાય અને બે ચરણને ધારણ કરવાવડે દંડાકાર–દ્વિરેખ તિલક કહેવાય; આ બાબતમાં તો પરમ્પરા (ચાલુ રીવાજ.) પ્રમાણ છે. ૧૬

(આ પ્રમાણે આ શ્લોકનો વાચ્યાર્થ શબ્દથી કહી વિશેષ સ્પષ્ટતા બતાવનારો બંધ બેસતો અર્થ કરીએ તો આમ થાય કે) અથવા તમામ વૈષ્ણવ સમ્પ્રદાયોના આચાર્ય હોવાથી વૈષ્ણવાચાર્ય ભગવાન શિવજી (ઈશ્વર કોટિ પ્રવિષ્ટ હોવાથી) 'ધારણ કરે' એમ એક ક્રિયા વડે મર્યાદામાર્ગીય અને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને બે વિશેષણ (મહાભાગવત અને

શુદ્ધ) વડે કર્તા અને કર્મના સમાન યોગપણાવડે ક્રમ પ્રમાણે શિશણુ આપે છે, આ બાબતમાં કર્તા વૈષ્ણવ છે. કર્મ ઊભું તિલક છે. તે બન્ને વળી બબ્બે–બે, બે પ્રકારનાં હોવાથી બે પ્રકારે વાક્યબોધ થાય, અને તે જેમ કે મહાભાગવત એટલે મર્યાદામાર્ગીય ભગવદ્ભક્ત, શાસ્ત્રની મર્યાદાને અનુસરીને વર્ણાશ્રમને પાળતો, સકામ ભકિત કરતો મોક્ષની ઇચ્છાવાળો વૈષ્ણવ ચરણાકાર ઊભા તિલકને ધારણ કરે, 'જ્યહાં સુધી મનુષ્ય આપના ભયરાહત ચરણને ચાહ્ય નહિ,' ઈત્યાદિ શ્લોકમાં ભય પામેલાને નિર્ભય સ્થાનની ચાહનાની પેઠે, વળી 'મનોરથને પૂર્ણ કરનાર ચરણકમળને.' આ શ્લોકમાં સકામને કામ પૂરણની પ્રાર્થનાની પેઠે, તથા 'પુરૂષોમાં ઉત્તમ એવા શ્રીહરિનો ચરણ અમ્હારા સુખને વિસ્તારો.' આ શ્લોકમાં સુખરહિતને સુખ વિસ્તારવાની ઈચ્છાની પેઠે તે મયાદામાર્ગીય ભકતનું સકામત્વ સ્હમજાય છે; શ્રીમદ્–ભાગવતમાં ભગવાનનો ચરણ મનોરથ પૂર્ણ કરનાર છે એમ પ્રસિદ્ધ છે; એજ કારણથી તેવા ભક્તનો વન્દન વિધિ પણ 'હે મહાપુરૂષ ? હું આપના ચરણ કમ-ળને વન્દન કરૂં છું.' એમ એક ચરણનો છે; તે કારણથી મર્યાદા માર્ગીય ભકતે એક ચરણજ મસ્તક ઊપર ધારણ કરવો. ગણિતાનન્દ હોવાથી, 'શિશુપાળ શ્રીહરિના ચરણમાં પ્રવેશ્યો ત્યારે.' એમ ચરણ અક્ષરબ્રહ્મ હોવાથી, ચરણનો આશ્રય કરવાથી શરણમાર્ગની પ્રતીતિ થાય છે, શરણમાર્ગ બે પ્રકારનો છે, આ બાબતમાં શ્રીગોકુલનાથજી આજ્ઞા કરે છે કે 'મર્યાદામાર્ગીય ફળને સાધનારો મર્યાદામાર્ગીય પણ શરણ માર્ગ છે તે ભક્તિમાર્ગીય શરણમાર્ગથી ભિન્ન છે.' અહિ

ભક્તિમાર્ગીય એટલે પુષ્ટિમાર્ગીય સ્હમજવું, સાધન ભક્તિનુંજ મર્યાદામાર્ગીયપણું હોવાથી નિર્ગુણ ભક્તિ પોતાને માન્ય હોવાથી તે પ્રમાણે વચન છે; હવે શુદ્ધ એટલે લોક અને વેદની અપેક્ષા રહિત, ફક્ત શ્રીકૃષ્ણના સ્વરૂપમાં તત્પર રહેનાર, શુદ્ધાદ્વૈત સમ્પ્રદાયમાંજ એક નિષ્ઠાવાળો પુષ્ટિમાર્ગીય ભગવદ્ભક્ત દંડાકાર ઊભું તિલક કરે. બળવાન બાધક વડે પણ ચલાયમાન ન થવું તે નિષ્ઠા એમ જગદ્ગુરૂથી શ્રી મહાપ્રભુજીની આજ્ઞા છે, આ ભક્તની 'જેના હૃદયમાં વાસના રૂપી બીજનો સમ્ભવ ન હોય અને જે શ્રીકૃષ્ણનોજ એક આશ્રય રાખતો હોય તે ઉત્તમ ભગવદીય છે.' આ વચન પ્રમાણે ઉત્તમતા છે, વળી 'સલોકતા, સમાનઐશ્વર્ય સમીપસ્થિતિ અને સમાનરૂપતા તથા એકત્વ આ બધું આપવા છતાં પણ મ્હારી સેવા વિના અન્ય જે મનુષ્યો ગ્રહણ કરતા નથી અર્થાત્ એ બધી મુક્તિયો કરતાં સેવાનેજ શ્રેષ્ઠ માનીને સ્વીકારે છે. તેજ આત્યન્તિક-છેવટનો અધિકાધિક ભક્તિયોગ કહ્યો છે. જે વડે ત્રણે ગુણોને ઓળંગીને મ્હારી સ્થિતિ-નિર્ગુણ પણાને પ્રાપ્ત થાય છે.' આ ભગવદ્વચન પ્રમાણે આ ભક્તની નિર્ગુણતા તથા નિષ્કામતા પ્રતીત થાય છે.' 'અમૃતનું અભિવર્ષણ કરનારા આપના ચરણ યુગલ રૂપી છત્રથી અન્ય શરણ હું જોતો નથી.' 'હે સખે? અમે આપના બન્ને ચરણોના ધ્યાન વડે આપના પદને પામીએ.' 'શ્રીકૃષ્ણના બન્ને ચરણ કમળની અવિસ્મૃતિ-ન ભૂલવાં તે.' જન્મે જન્મ આપના બન્ને ચરણોમ જે પ્રમાણે ભક્તિ થાય.' 'તમામ વિષયોને છોડીને અમે આપના ચરણ-મૂળમાં.' બન્ને ચરણોના મૂળમાં એમ શ્રી

વલ્લભજી એ લેખમાં આજ્ઞા કરી છે. આ વિગેરે વચનોમાં તો અનન્ય શરણુ પણા વડે તે બન્ને ચરણોના દઢ આશ્રય પણાને કહેલો હોવાથી તે બન્ને ચરણો ધારણ કરવા એમ સ્હમજાય છે, અને વળી દંડાકાર શબ્દ વડે ત્હેનો આકાર સન્દેહયુકત હોવાથી અને તે બીજે ઠેકાણે ન દેખાવાથી શ્રુતિમાં 'દ્વિરેખ ઊભું તિલક થાય છે.' એમ પ્રતીતિથી જ્હેમ એક ચરણવાળું ચરણાકાર તેમજ બે રેખાવાળું બે ચરણના આકારવાળું દંડાકાર, એ કારણથી દ્વિચરણાકારને દંડાકાર એમ માનીને તેવાની લોકપ્રસિદ્ધિથી આ પુષ્ટિમાર્ગીય ભકતે પોતાના મસ્તક ઊપર આ દંડાકાર તિલક ધારણ કરવું એમ સિદ્ધાન્ત છે. 'મસ્તકને મ્હારા બન્ને ચરણોમાં રાખીને.' એ વચનથી આ ભકતને ભગવાનનાં બન્ને ચરણો ઉશીકાં–તકિયાપણા વડે રહેલાં છે તે બન્ને ચરણોમાં પોતાને ધારણ કરનારના મનની સ્થિતિને, 'અસ્હારૂં મન ત્હમારા બન્ને ચરણોમાં હો!' 'શ્રીકૃષ્ણના બન્ને ચરણ કમલોમાં મન.' એમ જણાવે છે, અર્થાત્ શ્રીહરિના બન્ને ચરણો પુષ્ટિમાર્ગીય ભકતના મસ્તક ઉપર બિરાજતા ભકતના મનને પોતાનામાં છે એમ સૂચવે છે, એમ શ્રીમદ્ ભાગવતના વચન વડે સ્મરણ થાય છે. શ્રીગોકુલનાથજી આજ્ઞા કરે છે કે 'પુષ્ટિ માર્ગીય શરણમાર્ગ, શ્રીહરિના સ્વરૂપાનન્દના અનુભવ પી ફળમાં પૂર્ણ થાય છે.' આ પ્રમાણે બન્ને પ્રકારના શરણ માર્ગના ઊભા તિલકનું આકારના ભેદ વડે બે પ્રકાર વાળાપણું એક શ્લોક વડે પ્રતિપાદન કરેલું જાણવું. વળી 'દ્વિજાતિ ઊભું તિલક કરે' આ સ્મૃતિમાં કહ્યા પ્રમાણે વૈષ્ણવ દીક્ષારહિત દ્વિજોને સત્પુરૂષે

કરેલા આચારને જોવા પ્રમાણે તે ઊભા તિલકના આચરણથી તે તે કર્મના આરંભોમાં પણ 'ઊભા તિલક વિના જે કૈં કરે તે બધું નિષ્ફળ છે.' આ વચનથી કર્મની નિષ્ફળતા સ્હમજાવાથી તે ઊભું તિલક કેવું હોય એમ શંકા થતાં વાસુદેવોપનિષદ્‌માં પ્રતિપાદન કરેલું ઊભું તિલક પોતાના સ્વરૂપને શિષ્ટાચારથી ચરણાકારવાળું પ્રસિદ્ધ કરાવે છે; એ કારણથી આ તો સર્વ સાધારણ થયું. આને પુષ્ટિ માર્ગીય તિલકપણામાં ખાસ પ્રામાણ્ય પ્રાપ્ત થતું નથી. 'કપાળમાં દંડાકાર તિલક થાય.' એમ ઉપદેશેલું હોવાથી. તે કારણથી આલોક અને પરલોકની બાબતમાં નિશ્ચિન્તતા બતાવવાને બન્ને ઠેકાણે ઊંચી ગતિ પ્રભુની કૃપાને આધીન છે એમ જ્ઞાન થવા વાસ્તે આ પુષ્ટિમાર્ગમાં દ્વિરેખ-દંડાકાર ઊભું તિલક છે એ પ્રમાણે સારભૂત અર્થ છે.

મર્ય્યાદામાર્ગમાં એક ચરણના આકારવાળું ચરણાકાર તિલક જે પ્રમાણે મનોહર છે, તેજ પ્રમાણે પુષ્ટિમાર્ગમાં બે ચરણના આકારવાળું દ્વિરેખ દંડાકાર તિલક મનોહર છે. ૧૭

અથવા ઊભા તિલકના આથી (આ શ્લોકથી) પહે-લાંના શ્લોકોમાં કહેલા તમામ જૂદા જૂદા આકારોને નિરૂ-પણ કરીને 'કમળની ભેટ કરતી ચરણ યુગલને ગ્રહણ કરે છે.' એ વચન વડે રસના પ્રવાહને વહન કરનારી નદીઓએ પણ સત્કાર કરેલો હોવાથી પરમ રસાત્મક એવા શ્રીહરિના ચરણ યુગલની 'આપ તેવો ઉપાય બતાવો કે જેથી આ સંસારમાં સરકતા એવા પણ અમ્હને આપના ચરણ યુગલનું સ્મરણ જ્હેમ અટકે નહિ.' એ વચન પ્રમાણે

નિરન્તર સ્મૃતિની સિદ્ધિને માટે બ્રહ્મા વિગેરે દેવોએ પણ ધ્યાન કરાતું હોવાથી તે ચરણ યુગલની પ્રાપ્તિમાંજ બીજી ગતિ રહિત એવા ભકતોને છેવટનું ફળ હોવાથી, ત્હેનાથી બીજાની કામના ન હોવાથી, ત્હેની સેવામાંજ તમામ પુરૂ-ષાર્થની સમાપ્તિ માનનારાઓના મસ્તક ઊપર ત્હેને જ ધારણ કરવાનું કહેતા 'જે આપના ચરણ યુગલનો આદર કરતો નથી તે શોક કરવા યોગ્ય અને આત્મવઞ્ચક છે.' એમ પોતાના અત્યન્ત આદરનું સમર્થન કરતા ભગવાન શિવજી પાર્વતીદેવીને તમામ ઊભા તિલકના સારભૂત દ્વિરેખ દંડાકારને સ્વરૂપ સાથે સ્હમજાવીને કહે છે કે–'હે દેવિ ? શુદ્ધાદ્વૈત મતવર્તી ભકિતમાર્ગીય ભકત તો તિલક ધારણ કરે તો શ્રીહરિના બન્ને ચરણની આકૃતિવાળા દંડાકારજ ઊભા તિલકને ધારણ કરે.' એમ. જો કે આથી પહેલાં બતાવેલા 'પીંપળાના પાન સરખો કે વાંસના પાન સરખો અથવા કમળની કળી સરખો આકાર, એમ ત્રણે આકારો મોક્ષદાયક કહ્યા છે.' એમ ઊભા તિલકમાં આવેલા બીજા આકારો હોય તો ભલે હો પરન્તુ તે બધા આકારો સકામ વિષયક હોવાથી નિષ્કામ અને નિ:સાધન વિગેરે કર્તાઓથી જૂદા વિષયવાળા હોવાથી તેવો પહેલાં કહેલા વિશેષણ વડે યુકત શુદ્ધ એટલે શુદ્ધાદ્વૈત સંપ્રદાયને માનનારો મહાભાગ-વત એટલે ભકિત શાસ્ત્રમાં કહેલા આચારો પાળવામાં તત્પર 'પાપના પુંજને હરનાર શ્રીહરિનું પરસ્પર સ્મરણ કરતા તથા કરાવતા–પ્રભુનું નામ લેતા અને લેવરાવતા શ્રવણાદિ ભકિત વડે થયેલી પ્રેમલક્ષણા ભકિતને લઇને રોમાંચિત શરીરને ધારણ કરે છે.' આ વિગેરે લક્ષણોથી જણાતો

અને પ્રીતિવાળો, 'હે રાજન્ ! જે ધર્મોનો આશ્રય કરીને મનુષ્ય કોઈ પણ ઠેકાણે કોઈ પણ જાતનો પ્રમાદ કરે નહિ જહેમ આંખો મીચીને દોડતો અટકે નહિ કે પડે નહિ તેવા ધર્મો આ પ્રેમમાર્ગમાં છે,' એ પ્રમાણે મન, વચન અને શરીર વડે ફક્ત ભગવાનની સેવામાં તત્પર એવો વૈષ્ણવ તે તિલક ધારણ કરે તો જો કે તેવા વૈષ્ણવને તિલક ધારણ કરવાનું અવશ્ય છે છતાં આ સંભાવના પરિસંખ્યાવિધિ-(અમુક તેવાં હોવા છતાં તે મૂકીને બીજાંજ તેવાં સ્વીકારવાં તે) ને સ્હમજાવે છે, હરિપદાકૃતિ એટલે શ્રીહરિના બન્ને ચરણોની આકૃતિ સરખી છે આકૃતિ એટલે અવયવોનો રચના વિશેષ જ્હેનો તે. 'શ્રીકૃષ્ણના બન્ને ચરણકમળની નીચેના કુંકુમના કાદવની કાન્તિને અમે નમસ્કાર કરીએ છીએ કે જહેનાથી અમ્હારૂં હૃદયકમળ હમ્મેશાં અનુરક્ત રહે.' એ પ્રમાણે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરેલા પ્રકારવડે કપાળમાં કુંકુમથી કરેલી ભગવાનના ચરણયુગલની આકૃતિ સ્વભાવથી સુન્દર હૃદયકમળને અનુરાગનાદાન વડે અતિશય શોભાવે તેવી સ્હમજણ આપતું તે, જો હૃદય ઊપર હોય તો કાન્તિની જરૂર રહે નહિ, રક્ત-વસ્તુ જ્યહાં મૂકે તે રક્ત થાય એજ કારણથી, નહિ તો ચરણોને છોડીને ત્હેમની કાન્તિને નમસ્કાર ન કરે, (તિલક તે રાજચિન્હ હોવાથી મસ્તક ઉપર બિરાજે છે, ત્હેની કાન્તિ હૃદય ઊપર પડવાથી હૃદય હમ્મેશ ભગવાનના ચરણયુગલમાં અનુરક્ત રહે તેમ આશય હોવાથી કાન્તિને નમસ્કાર કરે છે, કાન્તિ-પ્રભા તે પ્રસરણશીલ છે અર્થાત્ લાઈટની પેઠે ફેલાનારી છે વિગેરે સ્હમજી લેવું, આથીજ વૈષ્ણવો ક્ષણભર પણ તિલક વિના રહેતા નથી.)

'અવિવેકી પુરૂષોને વિષયોમાં પ્રતિબન્ધ વિનાની જે પ્રીતિ હોય છે, તે પ્રીતિ આપનું સ્મરણ કરતાં મ્હારા હૃદયથી હઠો નહિ. અર્થાત્ મ્હારા હૃદયમાં અવિરત આપની પ્રીતિ બની રહો.' એ પ્રમાણે આરાધ્યદેવમાં ગાઢ અનુરાગ એજ આ દ્વિરેખ દંડાકાર તિલક કરવામાં પ્રાર્થના કરવા યોગ્ય સાધન છે, ત્હેનાથી ભિન્નની પ્રીતિ ભૂલવનાર હોવાથી ચરણયુગલજ વૈષ્ણવોને પરસ્પર સ્મરણનું કારણ છે તેથી તેજ કપાળમાં કરવું. વળી મધુરાષ્ટકમાં આંખ તથા હાથ બે હોવા છતાં તે મૂકીને 'બે ચરણ મધુર છે' એમ શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે, અહિ શ્રીગોકુલનાથજીએ 'પોતાના મસ્તક વડે માધુર્યયુક્ત બન્ને ચરણતલનો સ્પર્શ કરે છે.' એમ વ્યાખ્યા કરી છે. આજ કારણથી જણાય છે કે આ સમ્પ્રદાયમાં ભગવાનના બન્ને ચરણોનું માહાત્મ્ય અધિક છે, (ચરણસ્પર્શ–દેવનાં કે ગુરૂનાં, તે સમયની સ્થિતિનું દૃશ્ય ભાવવાહી છે)

સર્વ પ્રકારે ચરણયુગલના જ દાસ્યપણા વડે સેવનની જરૂર હોવાથી, હવે તેજ કે તેવુંજ તો લલાટમાં લખી શકાતું નથી એથી વિવેચન કરીને કહે છે કે દંડાકાર એમ; દંડ એટલે રેખા, બે દંડના એટલે બે રેખાના, આ વચન વડે અત્યન્ત ઝીણું નહિ અને અત્યન્ત જાડું પણ નહિ વળી સીધું જેમ હોય તેમ જણાવ્યું, આકાર એટલે અભિપ્રાયને અનકૂળ ચેષ્ટા વિશેષ તે આ લોક અને પરલોક સંબન્ધિ નિશ્ચિન્તતા સૂચવનાર–'આત્મવિવેદી મનુષ્યોએ કદાપિ કોઈપણ પ્રકારની ચિન્તા કરવી નહિ, અનુગ્રહ તત્પર શ્રીહરિ આ ભક્તની સાધારણ મનુષ્યની પેઠે ગતિ નહિ કરે.' એ વચન વડે આપણને ક્યાંથી અને શાથી ભય હોય ? આપણે દોષ નિવ-

ર્તક શ્રીહરિના બન્ને ચરણો (આપણા) મસ્તક ઊપર ધર્યા છે તેથી તેજ પોતાની ઈચ્છાથી બધું સારૂંજ કરશે એમ ભગવાનથી બીજાની દરકાર વિના ફક્ત ભગવાનની જ આકાંક્ષા વ્યકત થાય છે, તે સરખું આકાર એટલે રૂપ છે જ્હેનું તે. વા એટલે નિશ્ચય, વા એ અવ્યય 'વિકલ્પ અને ઉપમામાં તથા નિશ્ચયાર્થમાં થાય છે તેમ વિશ્વકોષમાં કહ્યું છે; નિશ્ચય એમ કહેવાથી બીજા તિલકના સંબંધનો નિષેધ સ્હમજાય છે. ઊભું તિલક તે તો ઊભી રેખાઓ કરવાથી પ્રસિદ્ધ છે ત્હેને ધારણ કરવું એમ અર્થ થાય. જો કે આકૃતિ અને આકાર શબ્દ એકજ અર્થના છે તો પણ લિંગ અને પ્રત્યય જૂદા હોવાથી અર્થ પણ જૂદો થાય તેથી આકૃતિ અને આકાર શબ્દને લઈને પુનરૂકિત માનવી નહિ. ત્રણે તિલક મોક્ષ આપનારાં છે એમ આનન્દાશ્રમમાં છપાયલા પદ્મપુરાણમાં પાઠ છે, ઊર્ધ્વપુંડ્રમાર્તંડમાં ત્રણે તિલક મોહ કરનારાં છે એમ પાઠ છે એટલે કદાચિત લેખિત પુસ્તકમાં તેવો પાઠ હોય પણ બન્ને પાઠથી સકામપણું તો સ્પષ્ટ જ છે. લોકમાં પણ શરણે આવેલો મનુષ્ય, તેનાથી બીજાની સહાય નથી એમ બતાવવાને રક્ષણ કરનારના બન્ને ચરણમાં પોતાનું મસ્તક મૂકે છે અને પોતાની અસહાયતા પ્રકાશિત કરે છે, આ બધાં કારણોથી ભકિતમાર્ગરૂપી કમળના સૂર્ય્ય શ્રીમહાપ્રભુજીએ દંડાકાર તિલક કરવું તેમ આજ્ઞા કરી હોવાથી અને તે દંડાકાર તિલક બે ચરણના આકારમાં પરિણામ પામતું હોવાથી દ્વિરેખ-દંડાકાર તિલક તે પુષ્ટિમાર્ગીઓનું તિલક છે એમ સિદ્ધ થયું. આકૃતિ શબ્દ વડે આ તિલકની સુંદરતા અને આકાર શબ્દ વડે સ્વમાર્ગીય સિદ્ધાન્તમાં દઢતા

જાણવી. ભગવાનમાં પ્રીતિની પ્રાર્થના વડે ' મ્હારે વિષે બુદ્ધિ રાખનારને કામ કામને વાસ્તે થતો નથી–અર્થાત્ બન્ધન-કારક નથી ' એમ બતાવેલી દિશા પ્રમાણે ભગવાનમાં પ્રીતિની ઇચ્છા છતાં સકામ પણાનો પરિહાર સ્હમજવો.

શ્રી મહાપ્રભુજીના સેવકોએ આ પ્રમાણે અર્થની ગંભીરતાને સ્હમજીને પોતાના કપાળમાં દંડાકાર તિલક કરવું. ૧૮

આ ઊભા તિલકના પ્રકરણમાં ' બન્નેની આકાંક્ષા તે પ્રકરણ ' એ લક્ષણથી અંગ અને અંગિને પરસ્પર આકાંક્ષા હોય છે, ત્હેમાં અંગનો પ્રયોગ અંગિને ઉદ્દેશીને જ હોય છે, ' જહેના પ્રયોજનથી જહેનું વિધાન તે ત્હેનું અંગ કહેવાય ' એ વચન વડે તે તે આકારોનું ઊભા તિલકને વાસ્તે વિધાન હોવાથી અંગપણું છે; આહ કહેવાનો અથ અંગી છે, એ કારણથી જ્હેમના મતમાં દંડાકાર અથવા ચરણાકાર કે બીજો કોઇ તેવો પ્રામાણિક આકાર હોય તે તે આકારનો પરમાર્થ તો ઊર્ધ્વ હોવાથી ઊર્ધ્વપુંડ્ર જ છે. અંગિનાં આ આ અંગો ભેદક ન ગણાય, અંગ હોવાથી, એજ કારણથી શ્રીહરિરાય–મહાપ્રભુ **दण्डाकारं ललाटे स्यात्** એ શ્રેષ્ઠ પ્રમાણ હોવા છતાં શ્રીગોકુલનાથજીનાં એકસો આઠ નામ નિરૂપણમાં ' ઊભું તિલક કરનારને નમસ્કાર. ' એમજ વચનામૃત કરે છે, બીજા પણ સામ્પ્રદાયિક આચાર્ય મહાનુભાવો તિલક ધારણને પ્રતિપાદન કરનારી પોતાની કૃતિની ઊભા તિલકમાંજ સમાપ્તિ થતી હોવાથી ઊભા તિલકના નામવડે જ પોતાના નિબન્ધનાં નામ નિરૂપણ કરે છે, વળી મુખ્યને લઇને વ્યવહાર થાય છે. ' એ ન્યાયને અવલમ્બીને પ્રથમ ઊભા તિલ-

કપણા વડે આરંભ કરીને બીજાઓના મતથકી પોતાના મતની વિલક્ષણતા સાબીત કરીને પોતાના મતનીજ નિર્દોષતા સ્થાપિત કરીને બીજાઓના મતને શાસ્ત્રની યુકિત વડે દૂષિત કરીને આરંભ અને સમાપ્તિની એક વાક્યતાને સિદ્ધ કરે છે, જો તેમાં અંગાંગી ભાવ સંબન્ધ ન સ્વીકારાય તો વાકય ભેદનો દોષ દૂર કરી શકાય નહિ જે વડે કૃતિની પણ નિરર્થકતા થાય; પદ્મપુરાણમાં પણ 'હે શુભદર્શને–સુન્દર દેખાવ વાળાં ? હું ત્હમને ઊભા તિલકનું માહાત્મ્ય કહીશ કે જ્હેને ધારણ કરવાથી દ્વિજોત્તમ–બ્રાહ્મણાદિ સંસારના બન્ધનથી મુકત થાય,' આ શ્લોકવડે આરંભ કરીને 'સુદર્શનાદિમુદ્રાવડે ચિહ્નિત ખભાવાળા તથા ઊભા તિલકવડે ચિહ્નિતસર્વ શરીરવાળા તુળસીની માળા કે કમળાક્ષની માળાને ધારણ કરનારા વિશુદ્ધ વૈષ્ણવો લોકોને પાપરાશિના સમુદાયથી બચાવે છે.' એ શ્લોક વડે સમાપ્ત કરીને આ અધ્યાયનું નામ ઊર્ધ્વપુંડ્ર વિધાન' એમ કરેલું દેખાય છે, ત્હેમાંજ 'હે દેવિ ? અથવા તો દંડાકાર ઊભું તિલક ધારણ કરે.' એ પ્રમાણે અંગ અને અંગિને કહેનાર શબ્દોને સાથેજ કહેલા છે.' આ પ્રમાણે ચરણાકારને પણ અંગ માનતાં બાધ નથી, અને એજ પ્રમાણે બીજા પ્રમાણથી પ્રાપ્ત થતા બીજા આકારોને પણ–જો તે ઊભા તિલકના હોય તો અંગ માની શકાય. અનેક અંગ હોવા છતાં પણ અંગિને હાનિ નથી એમ બીજે ઠેકાણે વિસ્તારથી કહ્યું છે. 'દંડાકાર ઊભું તિલક ધારણ કરે.' આ વાકયનો એ દંડના આકારપણા વડે કરેલી કૃતિ દ્વારા ઊભા તિલકનું ધારણ એમ અર્થ સ્હમજવો, એમ પ્રકરણથી થતો વાક્યાર્થ છે. સંસારના બન્ધનથી મુકિત તે આ તિલક ધારણ કરવામાં ફળરૂપ છે,

અને મુક્તિરૂપી ફળ તે તો સમ્પ્રદાયને અનુસરીને જ્હેમ મનાતું હોય તેમ માનવું.

હવે અહિં એમ શંકા થાય કે ઊભું તિલક એ એક મહાપ્રકરણ છે. ત્હેમાં દંડાકાર, ચરણાકાર, પિપ્પલપત્રાકાર અને એવા બીજા આકારો અવાન્તર પ્રકરણો છે, એ અવાન્તર પ્રકરણો એક બીજાથી ભિન્ન હોવા છતાં ધારણ કરે એ વિધિનો મહાપ્રકરણ સાથે સંબન્ધ હોવાથી 'વિધિનું બીજા પ્રકરણ સાથે સરખાપણું હોવાથી તમામ કામ થાય.' એ ન્યાય વડે દંડાકારને ધારણ કરવાનું છે તેમ ચરણાકારને પણ ધારણ કરવાનું છે, એ બન્ને અને તેવાં બીજાંનો ઊભા તિલકમાં સમાવેશ થતો હોવાથી સાદશ્યને લઇને જ્હેમ દંડાકાર ધારણ કરે તેમ ચરણાકાર ધારણ કરે એમ માનીને ચરણાકારને ધારણ કરે એમ કહીએ તો શું હરકત! કારણ કે દંડાકાર એ ઊભા તિલકમાં હોવા છતા એનો અર્થ સ્પષ્ટ ન સ્હમજાતો હોવાથી ત્હેનો બાધ કરીને ત્હેના જેવાજ ઊભા તિલકમાં આવેલા ચરણાકારને સરખાપણા વડે ગ્રહણ કરવું એમ હોય તો-એ શંકા ન કરવા કહે છે કે ના, જો કે ચિન્હને લઇને દંડાકાર એ શબ્દના 'તમામ શબ્દોના સંબન્ધનો બોધ તે ચિન્હ કહેવાય.' એ વચન વડે દંડ સરખો આકાર હોવાથી સાદશ્યને લઇને ચરણાકાર આવે, સંબન્ધનો બોધ એટલે પ્રસિદ્ધિ, એ પ્રસિદ્ધિ જો કે અહિં તો તેમ કરી શકતી નથી તો પણ કદાચિત્ સરખાપણાથી દંડાકારને ચરણાકારપણા વડે સ્થાપન કરે, અથવા ચરણાકારમાં દંડાકારનો પ્રવેશ થવાથી ચરણાકાર કે ઊભા તિલકને જો કે હાનિ નથી

તેમ માનીએ તોપણ જ્હેમ 'યદુકુળમાં અંશ વડે પ્રકટ થયેલા શ્રી હરિનાં કર્મો અમ્હને કહો,' આ વચનવડે યદુનન્દન શ્રીકૃષ્ણનું પણ બીજા અવતારોની પેઠે અંશપણું સર્વ સાધારણ થતાં 'કૃષ્ણ તો પોતે ભગવાન-પૂર્ણપુરૂષોત્તમ છે.' એ શ્રુતિસરખા-પૂર્વ વચનથી પૂર્ણપણું અને અંશિપણું છે ત્હેની પેઠે અહિં પણ 'બીજાના ગુણોનું બીજામાં કારણપણું ન હોવાથી' દંડાકાર શબ્દવડે પ્રાપ્ત થતા ચરણાકારનો નિષેધ કરવાને ભગવતી શ્રુતિ દંડાકાર એ તિલકની જૂદીજ પ્રસિદ્ધિ છે એમ ઉપદેશ કરે છે, અને તે શ્રુતિ જ્હેમ કે-આ પ્રમાણે છે.

'સુન્દર દેખાવવાળા ઊભા તિલકને ધારણ કરે છે, તે ઊભું તિલક બે રેખાવાળું હોય છે, તે શ્રીહરિના સાયુજ્યપણાને અને સલોકપણાને વશ કરે છે. જે આ પ્રમાણે જાણે છે. (તે ધારણ કરે છે.)

આજ દંડાકાર તિલક દ્વિરેખ એમ બીજા શબ્દથી પ્રસિદ્ધ છે, શ્રીગુસાંઇજીએ પણ 'સરખી બે રેખાવાળું' એમ જે કહ્યું ત્હેનું કારણ પણ આ શ્રુતિ છે, શ્રીપુરૂષોત્તમજીએ પોતાના ઊર્ધ્વપુંડ્ર ધારણવાદમાં 'આ તિલકનો આરંભ નાકના મૂળથી અને બન્ને ભવાંની વચ્ચેથી કરવો.' એમ આ શ્રુતિને સ્પષ્ટ કરીને 'નાકના મૂળથી કપાળની ટોચ પર્યંત કુંકુમથી લખવું અને ભવાંના મૂળ (મધ્યથી એમ પદ્મપુરાણમાં પાઠ છે.) થી આરંભીને અવકાશ રાખવો.' એ પદ્મપુરાણના સમર્થક વચનવડે કહેલી દેખવામાં આવે છે, શ્રી ગિરિધરજી મહારાજે જો કે આ શ્રુતિ પોતાના ઊર્ધ્વપુંડ્રમાર્તંડ નામના ગ્રન્થમાં મૂકી નથી તોપણ તેઓશ્રીએ 'રચના કરે' એમ વિધિ વાકયના

બળથીજ દ્વિરેખપણું સમુચ્ચય-બે કર્મનો એક ક્રિયામાં સંબન્ધ આવે તે, વડે સિદ્ધ કરેલું વિદ્વાનોના સન્દેહને દૂર કરવા તે ગ્રન્થમાંજ છે; ભારતમાર્તંડ શ્રીગટ્ટુલાલજી પણ પોતાના સત્સિદ્ધાન્તમાર્તંડ નામના ગ્રન્થમાં આ શ્રુતિનો 'તે કારણથી વિશાળ-મ્હોટા વિવર-મૂળથી ટોચ પર્યંત-વાળું બે ભાગવાળું તિલક પરમ સુન્દર છે, ત્હેને શ્રીહરિના સાલોક્યની સિદ્ધિને માટે બ્રાહ્મણ હમ્મેશ ધારણ કરે,' આ પદ્મપુરાણના વચનવડે અનુવાદ કરે છે. વિશેષ જાણવાની ઇચ્છાવાળાઓએ તે તે ગ્રન્થોમાં જોઇ જાણીને સન્દેહરહિત થવું. આ પ્રમાણે સર્વને માન્ય એવી આ શ્રુતિથી દ્વિરેખપણાના પ્રતિપાદનવડે જ દંડાકારના પ્રતિપાદનનું સમર્થન કરીને તે શ્રુતિની વ્યાખ્યા થાય છે, સુદર્શન એમ—સુન્દર છે દેખાવ આનો એમ, ત્હેમાં દર્શન-દેખાવ શબ્દના 'વર્ણ, દર્પણ, નેત્ર, શાસ્ત્ર અને જ્ઞાન' એમ પાંચ અર્થ કોષના વચનથી થાય છે, તેથી સુન્દર છે વર્ણ એટલે રંગ જ્હેનો તે 'જ્હેના કપાળમાં અત્યન્ત સુન્દર, કુંકુમથી કરેલું, સીધું અને લાલ રંગનું દંડાકાર ઊભું તિલક છે તે ઉત્તમ ભગવદીય છે.' એમ પુરાણના વચનવડે પ્રમાણિત થયેલું પોતાના સેવ્ય-સ્વરૂપમાં ઉત્તમ અનુરાગને સૂચનનારૂં, અત્યન્ત સુન્દર લાલ રંગવાળું માલૂમ પડે છે. 'શ્રીલક્ષ્મીજીના સ્તન કુંકુમની સુગન્ધવડે યુક્ત એવી આ શ્રીકૃષ્ણની શોભાયુક્ત ચરણરજ અમે મસ્તક વડે વહન કરવા ઇચ્છીએ છીએ. વ્રજાંગનાઓ, પુલિન્દીગણ, તૃણ તથા લતાઓ અને ગાયો ચારતા ગોપલોકો મહાત્મા એવા શ્રી કૃષ્ણના ચરણસ્પર્શને ચાહ્ય છે.' આ વચનવડે દેખાવ પણ

આ તિલકનો આહ્લાદ ઉપજાવનારો છે, દેખનારને લઈને દેખાવ હોવાથી દેખાવ એજ ધર્મી બને છે, સાયુજ્ય અને સાલોક્યને વશ કરવા રૂપ ભક્તિમાર્ગીય ફળનું શિક્ષણ આપનાર હોવાથી શાસ્ત્રની પેઠે સ્વીકારવાપણું પ્રતિપાદન થાય છે, મુકુર એટલે દર્પણ, 'મૃચ્લૃ' મૂકવાના અર્થમાં અને 'મકિ' મંડનાર્થમાં એમ બન્ને પ્રકારે મુકુર શબ્દની સિદ્ધિ છે, આ તિલક, ધારણ કરવાથી લલાટમાં શોભાને મૂકે છે, અથવા લલાટને શોભાવે છે. તે પણ સુન્દર હોય તેમ, દર્પણની પેઠે અત્યન્ત હર્ષદાયક છે, લલાટમાં તેજ મૂકનાર છે; અત્યન્ત જ્ઞાનયુક્ત હોવાથી 'આ બાહ્ય પદાર્થરૂપ પ્રપંચનો અભાવ કહી શકાય નહિ, નજરે દેખાતો હોવાથી.' 'વિદ્યમાન વસ્તુ નથી એમ નથી.' 'હે સૌમ્ય પૂર્વે આ બધું હતું જ.' એ વિગેરે સેંકડો પ્રમાણોથી પ્રતિપાદન કરેલા પોતાના સિદ્ધાન્તની કલગીરૂપ થયેલા સત્કાર્યવાદને પ્રકટ કરતું આ પ્રકારનું તે સુદર્શન. આવા ઊભા તિલકને ધારણ કરે છે; સુન્દર દેખાવ હોવાથી માંગલિક છે અને માંગલિક હોવાથી શાથી બનાવવું તે આકાંક્ષા શાન્ત થાય છે, ઊર્ધ્વપુંડ્ર એટલે પુંડ્ર-શબ્દની વ્યાખ્યા કરી છે, પુંડ્ર એટલે તિલક, ઊર્ધ્વ એટલે ઉપર-ઊભું, અર્થાત્ ઊભું તિલક. તે તાજા કુંકુમ સરખું લાલ હોવાથી. 'પ્રભુના પ્રસાદી કુંકુમ વડે બનાવેલું,' એ વચનવડે ભગવત્પ્રસાદિ કુંકુમથી બનાવેલું હોવાથી માંગલિક લાલ રંગનું, ઊભું તિલક અનેક ભેદવાળું હોવાથી તે વળી કેવું હોય એમ ત્હેની યોગ્યતા વિચારવાને ત્હેના સ્વરૂપનો નિર્ણય કરવા સારૂં ઉપદેશ કરે છે કે 'બે રેખાવાળું'

હોય છે. આજ દંડાકારની સ્વરૂપબોધક સમાખ્યા (વ્યાકરણ શાસ્ત્રથી બે દંડનો આકાર સિદ્ધ કરવા યૌગિક શબ્દથી પ્રસિદ્ધિ) છે, બે છે રેખાઓ જ્હેની તે, વખાણુ અને પ્રાપ્તિના અર્થમાં રેખા ધાતુ કણ્ડવાદિ ગણપઠિત છે, લખ ધાતુના સમાન અર્થવાળો રિખ ધાતુ ભ્વાદિ ગણપઠિત છે એમ પણ કેટલાએક કહે છે, લખાય, વખાણાય, પ્રાપ્ત કરાય તે રેખા. ર અને લ એ બન્નેને એક ગણવા એમ સાહિત્યકારોના મતને યાદ કરવાથી લેખા એજ રેખા એમ અમરકોષના ટીકાકાર શ્રીભાનુજી દીક્ષિત કહે છે, ' કુંકુમવડે કપાળમાં લખે.' એમ પુરાણના વચનથી ચિતરે-લખે એમ અર્થ થાય છે, ચિતારો ચિતરે છે એમ કવિના પ્રયોગ થકી રેખા-લીટી કરે છે તેજ ચિતરે છે એમ અર્થથી; ઊભા તિલકમાં એ બે રેખાઓની એકાશ્રયવૃત્તિ હોવાથી તે બન્ને રેખાઓ સરખી હોય છે, ' સરખી બે રેખાવાળું ' એમ શ્રી ગુસાંઇજીની આજ્ઞા છે; નાસામૂળથી લલાટાન્ત પ્રમાણની સાથે હોય તે અથવા તે પ્રમાણે આ બન્ને રેખાઓનું સમાન પ્રમાણ હોય તે, 'ત્હમારાં હૃદયો સરખાં હો. ચેષ્ટા સરખી હો અને ત્હમારૂં મન સરખું હો.' આ વચનથી સમાનજ કલ્યાણ વાસ્તે હોય છે, ' સર્વ પ્રાણિઓનો મિત્ર અને સમાન.' 'સમાનપણા વડે સજ્જન પુરૂષ ભયથી મુક્ત થાય છે.' એમ ભક્તિશાસ્ત્રમાં પણ તે તે ઠેકાણે સમાનપણું પ્રશંસિત દેખાય છે. તે બન્ને રેખાઓ પણ પોતાના સેવ્ય પ્રભુના ચરણોમાં ચિન્હરૂપ છે. ફક્ત આનન્દમય હાથ, પગ, મુખ, ઉદરવાળા શ્રીકૃષ્ણના શ્રીચરણો વિષમ-ન્હાનાં મ્હોટાં

હોય નહિ, 'જે ભક્તો જે પ્રમાણે મ્હારે શરણે આવે છે, ત્હેમને તે પ્રમાણેજ હું ભજું છું.' એ પ્રમાણે આ ભગવદ્ વચનમાં પણ ભક્તાનું શરણે જવું અને પ્રભુને ત્હેના અનુકૂળ થવું સરખું છે, ઊભા તિલકને પ્રધાનપણાવડે પ્રતિપાદન કરવાથી ત્હેના વિશેષણપણાવડે રહેલી બે રેખાઓ ઊભી હોય છે; ભગવાનના બન્ને ચરણો પણ ઊભી રેખાની નિશાનીવાળા હોવાથી આશ્રયને પ્રાપ્ત એવા ભક્તને ઊંચી ગતિ પમાડે છે, તેવું 'બે રેખાવાળું' હોય છે અર્થાત્ તેવી સત્તા–હયાતી ધરાવે છે એ કારણથી બ્રહ્મ સંબન્ધવાળાએ તેજ કરવું, લોકમાં પણ આ દ્વિરેખ તિલકનીજ દંડાકારપણા વડે પ્રસિદ્ધિ છે. જે જોવા માત્ર વડે પોતાના સ્વરૂપને સ્હમજાવે તેજ તે છે, અને જ્હેને વૃદ્ધો કહેતા આવ્યા હોય, અહિં–દંડાકાર શબ્દના અક્ષરોમાં વ્યક્તિનો ભેદ છે અને વ્યક્તિના ભેદને લઈને આકારનો ભેદ પણ સ્હમજી લેવો. બ્રહ્મ એટલે પુરૂષોત્તમ અર્થાત્ આપણા સેવ્ય ત્હેમના એ તાત્પર્યાર્થ છે, સાયુજ્યતા એટલે પ્રભુ સાથે યોગ. ત્હેના ધર્મવાળાપણું, અથવા પ્રભુના સંબન્ધમાં જે પ્રતિબંધો હોય ત્હેમના નિવારણપૂર્વક ભગવલ્લીલાના અનુભવની યોગ્યતાવાળાપણું એમ, ત્હેને; સલોકતાને એટલે પ્રભુના સમાન લોકમાં સ્થિતિ–વાળાપણાને, જયતિ એટલે એ બન્નેને વશ કરવા રૂપ શ્રેષ્ટતાને પ્રાપ્ત કરે છે. અર્થાત્ તે બન્ને મળતાં હોય તોહ્ય પોતાનું (ભક્તનું) ભગવત્સેવામાં અભિરૂચિવાળાપણું હોવાથી ગ્રહણ કરતો નથી. જે ધારણ કરે છે તે અર્થાત્ જે તેનો કાયમી સંબન્ધ હોવાથી આ પ્રમાણે જે જાણે છે તે ધારણ

કરે છે એમ અર્થાપત્તિથી સ્હમજાય છે, એવં એટલે આ પ્રમાણે બન્ને લોકમાં શ્રેષ્ઠ થવા માટે, જાણે છે તે ધારણ કરે છે એમ સ્પષ્ટ અર્થ છે, આ શ્રુતિનોજ પોષક 'નાકના મૂળથી આરંભીને.' એ પદ્મપુરાણનો શ્લોક છે. અથર્વ વેદની શ્રુતિ પણ કહે છે કે 'જે ભક્ત પોતાના હિતને માટે પ્રભુના બે ચરણની આકૃતિવાળું વચમાં માગવાળું ઊભું તિલક ધારણ કરે છે તે પ્રભુનો પ્રિય થાય છે, તે પુણ્યવાન થાય છે, તે મુક્તિ-માન થાય છે.' એમ સ્પષ્ટ અર્થ છે. (દુરાગ્રહી થવાની જરૂર નથી, પાદાકૃતિ શબ્દ એક પદનીજ આકૃતિ કહે તેવો નિયમ નથી, તેમજ મધ્યે છિદ્રનો આશય પણ મૂળ—લેખનમાં ચરિતાર્થ નથી. છિદ્ર એટલે વિવર તે આરપાર ન હોય તેમ પણ કહી શકાય નહિ, આ બધાં શાસ્ત્રીય લક્ષણોજ છે, સંદિગ્ધાર્થમાં શિષ્ટાચારની જરૂર હોવાથી જ્હેનો જ્હેમ શિષ્ટાચાર. પોતાના ધર્મમાં સ્થિર રહેવું, ઉપજાવી કાઢેલા આક્ષેપોથી બીજાને મર્મ–વ્યથા કરવી એ ખળનું લક્ષણ છે.) અને આ પ્રમાણે ભક્તિમાર્ગ અનેક પ્રકારનો હોવાથી ઊભા તિલકની પણ વિવિધતા સિદ્ધ થતાં ભક્તિમાર્ગને કહેવાથી ભક્તિના ભેદોમાં પુષ્ટિ–અનુગ્રહ માર્ગની ગણના થતાં પુષ્ટિમાર્ગીય ઊભા તિલકની બાબતમાં 'કપાળમાં દંડાકાર થાય' એમ પરમાપ્ત શ્રી આચાર્ય ચરણનો ઉપદેશ હોવાથી તે દંડાકાર ચરણાકારનું ઉપલક્ષણ હોવાથી આજ દ્વિરેખ એમ બીજા નામનું દંડાકાર ઊભું તિલક પ્રભુના બન્ને ચરણોના આકારપણાને ધારણ કરતું ભગવાનના બન્ને ચરણોમાંજ પ્રહ્લાદજી સરખા ભગવદ્ ભક્તો એ પ્રાર્થના કરાયલા ચરણયુગલમાં નિવાસવાળા હંસ સરખા પુષ્ટિમાર્ગી-

યોના દઢ આશ્રયપણાને પ્રકાશિત કરતું, અન્યાશ્રયરહિતપણાને બતાવતું. પોતાના સેવ્ય અને ગુરૂજનના બન્ને ચરણમાં નિષ્કપટપણાવડે પ્રીતિને દેખાડતું, પ્રભુના ચરણયુગલથી બીજે ઠેકાણે અભિલાષારહિતપણું નિરૂપણ કરતું, સેવાનેજ પરમફળપણારૂપ સ્હમજાવતું, સેવાના અંગપણાવડે પોતાની સ્થિતિને પ્રસિદ્ધ કરતું પુષ્ટિમાર્ગીય તિલક રત્ન દ્વિરેખ–દંડાકાર વૈષ્ણવોના વિશાળ ભાલમાં બિરાજે છે એમ તમામ નિર્દોષ છે.

શ્રીમદ્વલ્લભાધીશ્વરની નિગૂઢ–અત્યન્ત ગુપ્ત અર્થને સ્હમજાવનારી 'કપાળમાં દંડાકાર તિલક હોય.' તે વાણી વિજય પામો. અર્થાત્ દંડાકાર તિલક કહેવાથી પુષ્ટિમાર્ગીય ભક્તને પ્રભુના બન્ને ચરણનું શરણ છે એમ ધ્વનિત થાય છે. ૧૯

પોતાના સેવ્ય સ્વરૂપને પણ "શ્રીહરિની સર્વલીલા લોકની પેઠે છે, તે લીલામાં પોતાની ઈચ્છા વિના અન્ય કોઈ પ્રયોજન નથી, જહેમ રાજા શિકારે જાય તેમાં કાંઇ પ્રયોજન નથી, છતાં જાય છે તે પ્રમાણે પ્રભુની અનાયાસ સાધ્ય લીલાઓ પ્રયોજન વિના ફક્ત લોકોની પેઠે જોવાય છે.' એ ન્યાયથી જે પ્રમાણે દેહમાં તેમ દેવમાં એ સ્મૃતિવાકય વડે 'શોભાયુક્ત લલાટમાં લાલ રંગના તિલકયુક્ત કેશોવડે આરક્ત દેખાતા. એ શ્રીકૃષ્ણપ્રેમામૃતની વ્યાખ્યામાં 'સરખી બે રેખાવાળું તિલક કરીને' એમ ગુસાંઇજી શ્રી વિઠ્ઠલનાથજીએ ઉપદેશેલું દ્વિરેખ જ કરવું. અહિં શંકા થાય કે ભક્ત તો ભગવાનના બન્ને ચરણોને પોતાના મસ્તક ઊપર ધારણ કરે અને તેમ માનીને દ્વિરેખ દંડાકાર તિલક

કરે તે ઠીક છે, પરંતુ ભગવાન્ કોના ચરણ ધારણ કરે છે કે જ્હેને લઇને ત્હેમને પણ દ્વિરેખ તિલક થાય છે તો કહે છે કે તેમ સન્દેહ કરવો નહિ, પ્રભુને તિલક કરવાના સમયે ભક્ત પોતાના ભગવાનને પ્રાર્થના કરે છે કે હે ભગવન્ ? હે ભક્તવત્સલ ? આપના યુગલ ચરણમાં મ્હને જન્મોજન્મ પ્રીતિ થાઓ કે જેથી મ્હારી ઊર્ધ્વ–ગતિ–ભક્તિમાર્ગીય ઉન્નતિ થાય એમ કહીને ભગવાનના લલાટમાં એક ઊભી રેખા કરે છે, ત્યારે ભગવાન–ભક્તના અન્તર્યામી પણ આજ્ઞા કરે છે કે ભાઇ ? હું ભક્તને આધીન છું, 'જેઓ જે પ્રમાણે મ્હારે શરણે આવે છે તેઓ પ્રત્યે હું પણ તે પ્રમાણે જ અનુકૂળ રહું છું.' તે કારણથી તું એક બીજી રેખા પણ મ્હને કરી દે. ભગવાનનો ભક્તમાં અનુરાગ તે પણ ઉન્નતિનું કારણ હોવાથી, આ પ્રમાણે ભક્તનો ભગવાનમાં અને અને ભગવાનનો ભક્તમાં એમ પરસ્પર બન્નેના અનુરાગને સૂચવનાર પ્રભુની બાબતમાં દ્વિરેખતિલક કરવાનો પ્રકાર અનુમાનથી જાણી લેવો.

સૌભાગ્યવતી સ્ત્રીઓએ અને કુમારિકાઓએ 'અત્યન્ત સૌભાગ્યના સ્થાનરૂપ સુન્દર કુંકુમના બિન્દુ–ચાંદલાને ધારણ કરવો,' ત્હેમણે ઊભું તિલક ધારણ કરવું નહિ; તેમ પ્રાચીન રિવાજ છે. આ બાબતમાં વધારે જાણવાની ઇચ્છાવાળા વિચારશીલ પુરૂષોએ સમ્પ્રદાયના આકર–ગ્રન્થો–ઊર્ધ્વપુંડ્ર-ધારણવાદ, ઊર્ધ્વપુંડ્ર માર્તંડ, સત્સિદ્ધાન્તમાર્તંડ, દંડાકારતિ-લકનિર્ણય અને શ્રીગોકુલેશજીનો તિલક નિર્ણય વિગેરે ગ્રન્થો ઝીણીદૃષ્ટિથી–ધ્યાનપૂર્વક જોવા, આ બાબતમાં આજ દિશા છે.

શ્રી ગોકુલેશજીની દયાદષ્ટિવડે આ સિદ્ધાન્ત, આકર ગ્રન્થોમાં હોવા છતાં નિર્મથન ન્યાયનો આશ્રય કરીને અર્થાત્ આકર ગ્રન્થોને સારી રીતે જોઇને–મથન કરીને મેળવ્યો છે, (જેથી અપ્રમાણિત છે એમ કહેવા સાહસ કરવું નહિ.) ૨૦

સજ્જન પુરૂષો દ્વિરેખ દંડાકાર તિલકની બાબતમાં અપ્રમાણરૂપી મલિનતાથી દોષના કાદવે ખરડાયલા અર્થાત્ દૂષિત થયેલા મનને આ પ્રમાણે દંડાકર દિવાકરરૂપી નિર્મળ–સ્વચ્છ ગ્રન્થ જલાશયમાં શુદ્ધ કરો. ૨૧

શ્રુતિ પ્રતિપાદિત દ્વિરેખધારણ કર્મને સહમજાવનાર, કલ્પના કરે–દંડાકાર તિલક કરે અને વચ્ચે આદિથી અન્ત-પર્યંત માગ રાખે એમ વિધિવાકયવડે કરેલા મર્મ–રહસ્યને બતાવનાર પુરાણોએ કહેલા દંડાકાર શબ્દના પ્રમાણ વચનોના ભંડારને ખુલ્લો કરનાર, યોગ્યતા–દંડાકાર કહેવાથી બે દંડનો આકાર એમ શબ્દ તાત્પર્યને પ્રકાશિત કરનાર, અખંડ ભૂમંડલાચાર્ય જગદ્ગુરૂ શ્રીવલ્લભાચાર્યના **दंडाकार ललाटे स्यात्** એ મહાવાકયને પ્રકટ કરનાર અને તે દંડાકાર શબ્દમાં રહેલા ચરણયુગલના ભાવાર્થને અથવા ભગવદીયે મસ્તકે ધારણ કરેલાં પ્રભુના ચરણદ્વન્દ્વમાં પ્રીતિને તથા દ્વિરેખાત્મક સ્થિતિને સ્મરણ કરાવનાર આ દંડાકર દિવાકર નામનો ગ્રન્થ બુદ્ધિયોના દોષથી ઉત્પન્ન થયેલા અન્ધકારને દૂર કરો. ૨૨

શાસ્ત્રને જાણનારાઓની આગળ કોઈપણ રીતે પ્રયત્ન

કરીને અર્થાત્ આ વિષયના ગ્રન્થોનું અવલોકન કરીને આ કૃતિ મૂકી છે તો આ કૃતિ વડે બુદ્ધિમાન પુરૂષો અમ્હારા દંડાકાર તિલક વિષયક ઉત્તર આપે. ૨૩

શ્રીવીરપુરનાવાસી શ્રીવૈકુંઠતણા સુતે
કર્યો બાલમુકુન્દે આ દંડાકર દિવાકર. ૨૪

। અથ શમ્ ।



# પરિશિષ્ટ

## આકર ગ્રન્થોનાં અવતરણ.

दण्डाकारं ललाटे स्यात् । શ્રીમદ્વલ્લભાચાર્ય. ત. દી. નિ. સર્વનિર્ણયપ્રકરણ–કા. ૨૪૪ પ્રકાશ.

श्रीमल्ललाटपाटीरतिलकालकरञ्जितः । શ્રી કૃષ્ણ પ્રેમામૃતના આ દશમા શ્લોક ઉપર भ्रूमध्यात्केशपर्य्यंतं समानरेखाद्वयात्मकं तिलकं विधाय । કરેલી ગો. શ્રીવિઠ્ઠલનાથજીની વ્યાખ્યા.

दण्डाकारं ललाटे स्यात् આ શ્લોકની ब्राह्मणैर्वैष्णवैः क्षत्रियादिभिरपि ललाटे दण्डाकारं सुशोभनं सच्छिद्र मूर्ध्वपुण्ड्रं कार्य्यमित्यर्थः । ऊर्ध्वपुण्ड्रं द्विजः कुर्य्याद्दण्डाकारं सुशोभनम् । सच्छिद्रं तु तथा मन्त्रैर्नमोऽन्तैः केशवादिभिः । आरभ्य नासिकामूलं ललाटान्तं लिखेन्मृदा । समारभ्य भ्रुवोर्मध्यमन्तरालं प्रकीर्तितम् । ऊर्ध्वं पुण्ड्र मृजुं सौम्यं सुपार्श्वं सुमनोहरम् । दण्डाकारं सुशोभा ढयं मध्ये छिद्रं प्रकल्पयेत् । મહાનુભાવ ગો. શ્રી કલ્યાણરાયજી કૃત ટિપ્પણી. આ ત્રણે ગ્રન્થકાર–મહોદયોના ગ્રન્થોમાં ચરણાકારનું નામ પણ જોવામાં આવતું નથી, आरभ्यनासिकामूलम् એ શ્લોકના દ્વિરેખ સ્વરૂપનો નિર્ણય કરતાં ऊर्ध्वं पुण्ड्र मृजुं એ શ્લોકથી દંડાકારને જ ઉપદેશવામાં આવ્યું છે, ભવાંના મધ્યથી છેટું રાખવાનું હોવાથી मध्येछिद्रनો યૌગિક અર્થ વચ્ચે દ્વિધાકરણ કરવો તેમ થતાં દ્વિરેખ દંડાકાર થાય છે.

केचितु 'सुदर्शनं धारयत्यूर्ध्वपुण्ड्रं द्विरेखं भवति ब्रह्मण·

सायुज्यतां सलोकतां जयति य एवं वेद।' इति काण्व शतपथीयां श्रुति मप्याहुः। एतदारम्भश्च नासामूलात् भ्रूमध्याच्च कार्यः। आरभ्य नासिकामूलं ललाटं विलिखेन्मृदा। समारभ्य भ्रुवो मूल मन्तरालं प्रकल्पये दिति पाद्मात्। मृदेत्युपलक्षणम्। द्रव्यान्तरस्यापि तत्रोक्तत्वात्। દશદિગન્તવિજયી. ગો. શ્રી. પુરૂષોત્તમજી કૃત ઊર્ધ્વ પુણ્ડ્ર ધારણવાદ. ઊપર બતાવેલી શ્રુતિને ઉપબૃંહક-સમર્થન કરી સ્પષ્ટ કરનાર नासामूलम् એ શ્લોક છે, ટિપ્પણીમાં લલાટાન્ત એમ પાઠ છે અહિ લલાટં એમ પાઠ છે, બન્નેને એક જ અર્થ થાય છે, कालाध्वनो रत्यन्त संयोगे द्वितीया. ટિપ્પણીમાં लिखेन्मृदा એમ છે અહિં विलिखेत् વિશેષરૂપથી-એ રેખાકારથી લખે એમ પાઠ છે, ટિપ્પણીમાં भ्रुवोर्मध्यम् એમ પાઠ છે. અહિં भ्रुवोर्मूलं એમ પાઠ છે, ભવાંનું મધ્ય એ જ ભવાંનું મૂળ હોવાથી ત્યહાંથી અવકાશ રાખતાં દ્વિરેખ દંડાકાર થાય છે એ પ્રમાણે શ્રુતિ પ્રતિપાદિત દ્વિરેખ તિલકનું પદ્મપુરાણના શ્લોકથી સમર્થન કરવામાં આવ્યું છે.

किञ्चास्मिन्पुराणे हरिपदाकृतिं धारयन्ती त्युक्त्या हरि पदाकृति धारणे विधेरभावेन पूर्व्वमाकारान्तरस्योक्तत्वेऽपि यद् दण्डाकारं सुशोभाढयं मध्येछिद्रं प्रकल्पयेदिति विधियोधि तत्वेन दण्डाकारस्य पूर्व्वोक्त न्यायेन च दण्डाकार धारणस्यैव सिद्धेः। दण्डाकारमित्यत्र दण्डाकारं कल्पयेन्मध्येच्छिद्रञ्च कल्पयेदित्यर्थः। विनाऽपि च समुच्चयो भवतीति महाभाष्यात्। કાશીવાળા ગો. શ્રીગિરિધરજી કૃત ઊર્ધ્વ પુંડ્રમાર્તંડ. આ આખો ગ્રન્થ અમ્હને દ્વિરેખ-દંડાકાર પ્રતિપાદક જ દેખાય છે, કારણ કે દંડાકાર વિના બીજું પ્રતિપાદિત નથી, વળી

ગ્રન્થાન્તે સ્વસિદ્ધાન્ત સ્થાપન જ જોવામાં આવે છે અને આદિ તથા અન્તમાં શ્રીમદાચાર્ય ચરણુ યુગલરજની કાન્તિ જ વૈષ્ણવોના દંડાકાર ઊભા તિલક વડે શોભે છે એમ કહ્યું હોવાથી દ્વિરેખ દંડાકારની જ સિદ્ધિ સ્પષ્ટ છે, ચરણાકારનું પ્રતિપાદન આ ગ્રન્થમાં ન કર્યું હોવાથી ચરણયુગલનું છાયાચિત્ર દ્વિરેખ અર્થાત્ દંડાકાર થાય. બે ભાવ વિગેરે કહીને દંડાકારનું મંદિરાકારપણું સિદ્ધ કર્યું છે અને તેમાં ચરણાકારનું સ્વરૂપ બતાવીને પ્રધાનતયા દંડાકાર જ શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરેલું હોવાથી તે જ વૈષ્ણવોને કર્તવ્ય છે તેમ તમામ સાંગોપાગ સુન્દર રીતે પ્રતીત થાય છે.

महोपनिषद्–धृतोर्ध्वपुण्ड्रः परमेशितारं नारायणं साङ्ख्य योगाधिगम्यम्। स्मृत्वा विमुच्येत नरः समस्तैः संसार पाशैः इह चैव विष्णुः। आथर्वणे–हरेः पादाकृतिमात्मनो हिताय मध्येच्छिद्रमूर्ध्व पुण्ड्रं यो धारयति स परस्य प्रियो भवति स पुण्यवान् भवति स मुक्तिमान् भवति। ऊर्ध्व पुण्ड्र मृजु सौम्यं कनिष्ठाङ्गुलिवत्स्मृतम्। नासादि केशपर्यन्तं प्रयत्नाद्धारये द्विजः। ऊर्ध्व पुण्ड्रं द्विजः कुर्य्याद्दण्डाकारं सुशोभनम्। मध्येछिद्रं वैष्णवस्तु नमोऽन्तैः केशवादिभिः। सान्तरालमृजु सौम्यं सुपार्श्वं सुमनोहरम्। यः करोत्यूर्ध्व पुण्ड्रं स ममातीव प्रियो भवेत्। तस्माच्छिद्रान्वितं पुण्ड्रं महाच्छिद्रं शुभान्वितम्। धारयेद्ब्राह्मणो नित्यं हरि सालोक्यसिद्धये। मध्यच्छिद्रेणसंयुक्तं तद्धि वै मन्दिरं हरेः। ऊर्ध्व पुण्ड्र मृजु सौम्यं सुपार्श्वं सुमनोहरम् एकान्तिना महाभागाः सर्वभूतहितेरताः। सान्तरालं प्रकुर्व्वन्ति पुण्ड्रं हरिपदाकृतिम्। तस्माच्छिद्रान्वितं पुण्ड्रं दण्डाकारं सुशोभनम्। ભારતમાર્તંડ શ્રી ગટ્ટુલાલજી કૃત

સત્સિદ્ધાન્તમાર્તંડ. દંડાકાર માત્રને કહેનારા ઘણા શ્લોકો છે પણ અહિં દ્વિરેખ પ્રતિપાદક જ પ્રમાણો વાળા લીધા છે, મહોપનિષદ્‌માં ઊભા તિલકને ધારણ કરનાર, સાંખ્ય અને યોગથી પ્રાપ્ત થનાર પરમેશ્વરને સ્મરીને મુક્ત થાય એમ કહેવાથી સાંખ્ય અને યોગ એ બે શાસ્ત્રથી જ્ઞેય શ્રી હરિ હોવાથી ઊભું તિલક દ્વિરેખ થાય તેમ ધ્વનિ છે, આથર્વણ શ્રુતિમાં પાદાકૃતિ કહીને મધ્યે છિદ્ર એમ વિશેષણ આપવાથી બે ચરણની આકૃતિ વ્યાકરણથી સ્પષ્ટ થાય છે, ઊભું તિલક પ્રયત્નથી ધારણ કરવું એમ કહેવાથી ત્હેને સીધું અને સુન્દર કરવામાં પ્રયત્નની જરૂર પડે છે ચરણાકાર નાકથી આરંભીને કેશપર્યંત સીધું થતું નથી તેથી દ્વિરેખ ઊભું તિલક જ સિદ્ધ થાય છે; મધ્યે છિદ્ર એટલે વચ્ચેથી દ્વિધાકરણ એ દંડાકાર દ્વિરેખજ થાય. છિદ્ર બે ભાગ યુક્ત અને મહા છિદ્ર–વિવર–પ્રવેશનિર્ગમવાળું દ્વિરેખજ હોય. પછીના શ્લોકો પદ્મપુરાણના ક્રમ પ્રમાણે નથી તો પણ છઠ્ઠા પ્રશ્નના છેવટના અંગ પ્રશ્નના ઉત્તરમાં ચરણાકાર કરતાં બે ભાગવાળું દંડાકાર સુન્દર છે એમ છેવટ કહેવાથી પ્રધાન તિલક દંડાકારજ ગણાય તેમ ભારતમાર્તંડનો આશય છે. અને ત્હેની ચરિતાર્થતા વિશેષણ બળથી દ્વિરેખમાંજ દેખાય છે. દંડાકૃતિ શબ્દ પદ્મપુરાણમાં નથી આ બધાં કારણોથી જ્યહાં જ્યહાં દંડાકાર શબ્દ તિલકની બાબતમાં કહ્યો હોય ત્યહાં યોગ-રૂઢિથી દ્વિરેખ દંડાકારજ થઇ શકે તેમ શ્રીગોકુલેશના સેવકોની પ્રામાણિક માન્યતા છે. જય શ્રીગોકુલેશ.

વાંચો વારંવાર આકર–પુસ્તક આ બધાં  
મળશે ધૃત–સમસાર દ્વિરેખ દંઠાકાર એ.  
થશે ઉચિત આક્ષેપ કે આશંકા શાસ્ત્રથી  
તો ઉત્તર પણ તેમ અવશ્ય દેશે કાંઇપણ.